101.01/336

# પ્રસ્તાવના.

પ્રાચીન્ અને અર્વાચીન્ વિદ્યાના પ્રકાશ તથા પ્રસારથી દરેક બાબતની તપાસ કરતાં આપણે શીખ્યા છીએ. આથી હાલમાં કેટલાંક વર્ષોથી આપણી સંસારિક, રાજકીય ને ધાર્મિક સ્થિતિ વિષે કેટલાક મહાભારત પ્રશ્નો ઉત્પન્ન થયા છે, ને તે ઉપર ચર્ચા ચાલી રહી છે. એવા પ્રશ્નો 'સુધારા'ના નામથી અને તે ઉત્પન્ન કરનારા 'સુધારાવાળા' ના નામથી ઓળખાયા.

પાશ્ચિમાત્ય કેળવણીના પ્રસારથી હાલનો સુધારો જન્મ પામ્યો એમ કહીએ તો તે ખોટું નથી. અંગ્રેજી ભણેલાઓએ દેશમાં કેટલીક હાનિકારક અને દુષ્ટ રૂઢીઓ દીઠી. તેઓ પોતાના બીજા બન્ધુઓની માફક પડેલે ચીલે આંખો મીચીને ચાલવાને બદલે એવી જે રૂઢીઓ હતી તેને ટાળી કાઢી તેથી નિપજતાં હાનિકારક પરિણામો બતાવવા લાગ્યા ને કહેવા લાગ્યા કે અહીં સુધારો કરવાની જરૂર છે. એ સુધારાનો ઝુંડો કેટલાંક વર્ષો તો નિર્ભયતાથી ઘુમ્યો. એમાંના ઘણાક વિષયો જુના વિચારના લોકોને અરૂચિકર લાગ્યા ને કેટલાક તો એમના ધાર્મિક વિચારોની આડે આવવા લાગ્યા, તેથી તેઓની ઇચ્છા આ નવું આવતું પૂર રોકવાની હતી, પરંતુ તે પૂર શી રીતે રોકવું તે તેમને માલમ નહોતું, તે રોકવાની તેમનામાં બુદ્ધિ નહોતી, ને તે રોકવાની તેમનામાં શક્તિ પણ નહોતી; તેથી તે- મુંગા મુંગા બેસી રહી સુધારાવાળા જે કરે તે જોયા કરતા [illegible] અલબત વખતે વખતે લાગ આવ્યે નાતોનું હથિયાર ખડું કરી દેતા, ને સુધારાવાળાને પજવતા, તેમને નાસ્તિક નાસ્તિક કહી તેમની નિંદા કરતા, ને સંસારિક બાબતોમાં તેમનો ભારબોજ પડવા દેતા નહોતા, એ આદિ ઘણા નીચા ઉપાયો એવા લોકો લેતા. એમ કરતાં સુધારો સ્થાપન થયો ને તેની શિક્ષાપત્રી ઉત્પન્ન થઇ, પરંતુ નાંવો બંધારણ આગળ, ને સામાન્ય કેળવણી [illegible] એવો પ્રતિબંધ

આગળ સુધારાવાળાઓના યત્નનું જોઇએ તેટલું સંતોષકારક ફળ આવ્યું નહિ. સુધારાવાળાના યત્નનું કંઈ ફળ થયું નથી એમ જેઓ ધારતા હશે તેઓ મોટી ભૂલ કરે છે. છોકરા છોકરીઓને કેળવણી આપવાની બાબતમાં, બાળલગ્નની બાબતમાં ને એવી એવી ઘણી બાબતોમાં સુધારાના વિચાર સર્વમાન્ય થતા જાય છે, એ કંઇ નાનું સુનુ ફળ નથી. એ શિવાય સુધારાના વિરૂદ્ધ પક્ષીઓ આજે જે ઉત્પન્ન થયા છે તે પણ સુધારાનો જ પ્રતાપ છે. કદાપિ એ વાત અમારા 'રૂઢી એજ ઇશ્વર, રૂઢી એજ ધર્મ, ને રૂઢી એજ સર્વસ્વ' એવા આગ્રહી ન્યાયવાળાઓને પસંદ નહિ પડે. કેટલાક ઇંગ્રેજી ભણેલાઓને પોતાને બાપદાદાના રિવાજો ઉપર અને તેઓના ડહાપણ ઉપર જે હૂમલો થતો તે પસંદ ન પડયું, એટલે તેઓ **નવી** પદ્ધતિએ જુની–ખરેખરી જુની–પ્રાચીન્–નહિ પણ ચાલતી–રૂઢીઓનો બચાવ કરવા નિકળ્યા, ને થોડે થોડે સુધારાની વિરૂદ્ધ બોલવા લાગ્યા. સંસારિક સુધારામાં એકાદ બે બાબતો એવી હતી કે એથી સ્વભાવિક રીતે ચાલતી રૂઢીએ વિચાર કર્યા વિના ચાલનારા માણસો ઉશ્કેરાય. પ્રથમ આવા વિષયોની વિરૂદ્ધ અવાજ નિકળવા લાગ્યો. એમ કરતાં કરતાં આવા ઇંગ્રેજી ભણેલાઓની સંખ્યા વધી, ને તેઓમાં સુધારો જેટલા બળથી દાખલ કરવાનો યત્ન કરવામાં આવ્યો હતો, તેટલા બળનો પ્રત્યાઘાત થયો, ને એક વિરૂદ્ધ [illegible] બંધાયો. બંને પક્ષમાં કંઇક કંઇક આગ્રહનું જોર વધવા લાગ્યું [illegible]લાક દૂરાગ્રહી પણ પાકવા લાગ્યા. ધિમે ધિમે એવો પણ વ[illegible]ત આવ્યો કે વિધવાઓને જીવતાં બાળી મુકવા જેવો નિર્દય, મનુષ્યહારી, ને જંગલી રિવાજ બંધ થયો એ આ દેશની દુર્દશા થઇ છે એમ કહેનારા, અને ચાલતી રૂઢી સારી હોય કે નરતી હોય પણ તે પાળવી એ ધર્મ છે એમ કહેનારા પણ નિકળી આવ્યા. વિધવાઓ[illegible] જીવતી બાળી મુકવાનો રિવાજ બંધ કરવાથી આપણું [illegible] ગયું છે, બાર વર્ષની અંદરની બાળકીઓને ધણી પાસે

નહિ મોકલવાથી ભ્રુણ હત્યા ચોટશે અને પાછું એથી અધિક સત્યાનાશ વળશે એવાં એવાં વચનો હજી આપણા કાનમાં ગાજી રહ્યાં છે. આવા વિચારો જન્મ પામે એ પણ દેશના ભાગ્યોદયનીજ વાત સમજવી તો!

આવા સમયમાં 'જ્યાં રોટી ત્યાં બેટી,' કેમ નહિ એ અગત્યનો પ્રશ્ન પણ ઉત્પન્ન કરવામાં આવ્યો છે. એ પ્રશ્ન કંઇ થોડો મહત્વનો નથી. ને તેના નિશ્ચય ઉપર આપણા સંસાર–સુખનો આધાર ઘણે દરજ્જે છે, માટે અમારી સર્વ ભાઇઓને વિનતિ છે કે પક્ષાપક્ષ ને મિથ્યા મમતામમત બાજુ ઉપર રાખી શાંતપણે આ સવાલનો વિચાર કરવો, એ આપણી ફરજ છે. ઘણી વખતે પોતાનું સારૂં નરતું કરવાનું માણસના હાથમાં હોય છે, પરંતુ માણસ અનેક વૃત્તિઓથી આડે રસ્તે દોરાય છે, ને તેથી સુખનો ખરો માર્ગ બાજુ ઉપર રહી જાય છે. એનો ઉપાય મનની શાન્તિ અને ખરા ખોટાની તુલના કરવાની નિર્મળ તથા નિષ્પક્ષપાત બુદ્ધિ છે. દરેક સવાલનો વિચાર કરતાં આ રિવાજ જુનો છે કે નવો છે એમ વિચારવા કરતાં આ રિવાજથી આપણા દેશને સામાન્ય લાભ છે કે ગેરલાભ છે એનો વિચાર કરવો વધારે ઉચિત છે. એ પ્રમાણે આ પ્રશ્નનો પણ વિચાર કરવાનો છે.

હાલ તો આ પ્રશ્નની ઠામ ઠામ ચર્ચા ચાલી રહી છે. હમણાંજ જેતપુરના વાણીઆ મહાજને આ પ્રશ્નના સંબંધમાં જુદાં જુદાં મહાજનો ઉપર પત્રો લખી તેમના અભિપ્રાય માગ્યા છે. આને વખતે 'જ્યાં રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર,' ન હોવાથી આપણને કેટલી હાનિ થઇ છે અને એવો વ્યવહાર કરવાથી કેટલો લાભ થવાનો સંભવ છે; વળી એવો વ્યવહાર કરવામાં અડચણો શી છે, ને એવો વ્યવહાર કરવાના ઉપાય શા છે; એવો વ્યવહાર આપણા પ્રાચીન્ શાસ્ત્રોની વિરૂદ્ધ છે કે કેમ એ આદિ બાબતોની ચર્ચા કરવી અવશ્યની છે, અને એવી ચર્ચા વધારે વધારે થતી જાય એવો તથા સર્વના મનમાં એવા પ્રતિબંધથી થતી હાનિ અને એવો પ્રતિબંધ

દૂર કરવાથી થતા લાભ ઉતરે એવો યત્ન કરવો જોઇએ. આવા નિબંધો, એ આ બાબતનું એક અગત્યનું સાધન છે. 'ગુજરાત વર્ના- ક્યુલર સોસાયટી'એ પોતાના હસ્તકનાં અનેક ફંડો પૈકી એક ફંડ- માંથી આ નિબંધ યોગ્ય પ્રસંગે, યોગ્ય સમયે, ને ઘણા અગત્યના વિષય ઉપર લખાવ્યો છે એ માટે તેને ધન્યવાદ ઘટે છે.

આ નિબંધ તૈયાર કરવામાં નિચે લખેલા ગ્રંથોનો આશ્રય લેવામાં આવ્યો છે, તેથી તે ગ્રંથકર્તાઓનો ઉપકાર માનવાની અમે અમારી ફરજ સમજીએ છીએ.

ગ્રંથોનાં નામઃ—

૧ 'આર્યાવર્તના લોકોના મૂળ અને ઇતિહાસ' વિષે અસલ સંસ્કૃત વચનોનું પુસ્તક ૧લું, નાતો વિષેનું, આવૃત્તિ બીજી, મી. જે. મૂર કૃત.

૨ 'પ્રાચીન્ આર્યાવર્તના સુધારાના ઇતિહાસ'નાં પુસ્તક ત્રણ, મી. રોમેશ ચંદ્રદત્ત કૃત.

૩ 'જ્ઞાતિ નિબંધ,' કવિ દલપતરામ ડાહ્યાભાઇ કૃત. આ- વૃતિ ત્રીજી.

૪ 'જાતિભેદ અને ભોજન વિચાર,' કર્ત્તા શ્રી નારાયણ હેમચંદ્ર.

૫ 'નાત' વિષે અંગ્રેજી નિબંધ, પ્રસિદ્ધ કરનાર 'ધ ક્રિશ્ચિયન વર્નાક્યુલર એજ્યુકેશન સોસાયટી,' મદ્રાસ.

૬ 'રાસમાલા,' એ. કે. ફાર્બ્સ કૃત, સને ૧૮૭૮ની નવી આવૃત્તિ.

૭ 'નાત સુધારો,' લખનાર રા. હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.

૮ 'ગુજરાત સર્વ સંગ્રહ', કવિ નર્મદાશંકર લાલશંકર કૃત .

૯ 'ચીપ્સ ફ્રોમ એ જર્મન વર્કશોપ,' પુસ્તક બીજું, પ્રોફેસર મેક્ષમ્યુલર એમ. એ. કૃત.

૧૦ 'કન્યાની અછતનો નિબંધ,' કર્ત્તા રા. સા. મયારામ શંભુનાથ.

૧૧ 'મનુસ્મૃતિનું ભાષાંતર,' કર્ત્તા રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.

૧૨ 'દ્વિજોન્નતિ નિરૂપણ,' કર્ત્તા રા. પ્રાણગોવિંદ રાજારામ.

૧૩ સત્યાર્થ પ્રકાશ,' શ્રીમદ્દયાનંદ સરસ્વતી સ્વામિ વિરચિત.

૧૪ 'સિદ્ધાંત સાર,' યોજનાર રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

૧૫ 'સુદર્શનનો વધારો.'

એ શિવાય બીજા કેટલાક ગ્રંથોનો આશ્રય તથા આધાર લીધો છે. આ પુસ્તક સારૂં કરવા એ પ્રમાણે બનતો શ્રમ લેવામાં આવ્યો છે, તે શ્રમ કેટલે દરજ્જે પાર પડયો છે તેની તૂલના કરવાનું વાંચનાર વિદ્વાનોને સોંપીએ છીએ.

છેવટ કહેવાનું એ છે કે આ એક નિબંધથી કંઇ જોઇએ તેટલું ફળ થવાની આશા રાખી શકતા નથી, પરંતુ આ નિબંધથી આ ચર્ચા ઉત્પન્ન થશે, બીજા નિબધો અને ભાષણો આ બાબતનાં થશે અને જે હેતુથી આ નિબંધ લખવામાં આવ્યો છે તે હેતુ પાર પડવામાં આથી કંઈ પણ મદદ મળશે, તો અમારા યત્નનો બદલો વળ્યો ગણી અમે સંતોષ માનીશું.

અમદાવાદ,<br>રાયપુર, સંવત ૧૯૪૯ના<br>ફાગણ શુદ. } કેશવલાલ મોતીલાલ.



# ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર

અથવા,

## જે જે નાતોને અરસ્પરસ ભાણા વ્યવહાર છે તે તે નાતોમાં કન્યા વ્યવહાર કરવાની અગત્ય વિષેનો નિબંધ.

---

## ઉપોદ્ઘાત.

જ્યાં ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરવામાં અથવા જ્યાં 'રોટી ત્યાં બેટી,' એવા વ્યવહારમાં શો બાધ છે? એ પ્રશ્ન હાલના સમયમાં ઘણો અગત્યનો છે. કોઇ પણ પ્રજાના સંસારિક સુખનો આધાર તે પ્રજાની લગ્નની રૂઢીઓ ઉપર છે. જે પ્રજાની લગ્નરૂઢીઓ એવી હોય કે ઘણાં જોડાં મન ગમતાં બંધાય, તે પ્રજાનું સંસાર સુખ સારૂં હોય, ને જે પ્રજાની લગ્નરૂઢીઓ એવી હોય કે ઘણાં જોડાંનાં કજોડાં થાય, તે પ્રજાના સંસાર-સુખની હાનિ હોયછે; માટે દરેક પ્રજાએ લગ્નરૂઢીઓ મન ગમતાં જોડાં બાંધવાનો અધિક અધિક સંભવ થાય એવી સ્વીકારવી જોઇએ, ને જો કોઇ રૂઢી એવી ન હોય તો તેનો ત્યાગ કરવો જોઇએ. અનેક હાનિકારક રૂઢીઓથી આપણા સંસાર-સુખની ઘણે દરજ્જે હાનિ થઈ છે. બાળલગ્ન, કન્યા, વિક્રય, સાટાં, ત્રેખડાં આદિ રૂઢીઓથી આપણું સંસાર-સુખ દહાડે દહાડે નાશ પામતું જાય છે, માટે એવી રૂઢીઓનો જેમ આપણે જલદી ત્યાગ કરીશું તેમ આપણા હક્કમાં જલદી લાભ થશે એવી દુષ્ટ રૂઢીઓ ત્યાગ કરતાં જે જે કારણો આડે આવતાં હોય તે તે કારણોનો પુખ્ત વિચાર કરવો ને પછી તેનો ત્યાગ કરવો એ ઘણું અગત્યનું છે. કન્યા વ્યવહારનાં ક્ષેત્રો નાનાં નાનાં હોવાથી બાળલગ્નાદિની

દુષ્ટ રૂઢીઓને ઘણું ઉત્તેજન મળે છે, ને કજોડાં ઘટવાને બદલે વધવાનો સંભવ રહે છે. કન્યા વ્યવહારનાં ક્ષેત્ર નાનાં નાનાં એટલે મન ગમતાં વરકન્યાની પસંદગી કરવાનું બને નહિ તેથી જો કન્યા વ્યવહારનાં ક્ષેત્ર વિશાળ કરવામાં આવે તો ઘણું સારૂં. આજે બ્રાહ્મણ, વાણિયા, કણબી આદિ દરેક વર્ણમાં એવી ભિન્ન ભિન્ન ઘણી નાતો છે કે જેઓ અરસ્પરસ ભોજન વ્યવહાર રાખે છે, જેઓ આચાર વિચારમાં ને ઉજળામણમાં સરખી છે, ને ટુંકામાં જેઓ સંસારિક સ્થિતિમાં તમામ વાતે સરખી છે, એમ છતાં તેઓમાં કન્યા વ્યવહાર નથી. આવો પ્રતિબંધ રાખવાનું કંઈ સબળ કારણ જણાતું નથી. એ પ્રતિબંધ યુક્તિથી માન્ય થઇ શકે એવો નથી, એવા પ્રતિબંધનો કશો આધાર પ્રાચીન્ શાસ્ત્રોમાં મળતો નથી, ને એવા પ્રતિબંધ પાળવાની કંઈ અગત્ય પણ જણાતી નથી. ઉલટું એવા પ્રતિબંધે ઘણી નુકશાનકારક રૂઢીઓને જન્મ આપ્યો છે, ને આપણા સંસાર–મંડળની અનેક પ્રકારે હાનિ કરી છે. આપણી સંસારિક સ્થિતિની અવદશા થઇ છે, આપણી ધાર્મિક અને રાજકીય સ્થિતિની પણ અવદશા થઇ છે; ને ટુંકામાં આપણે પ્રજાની ઓળમાંથી નીકળી ગયા છીએ. હવે આ હાનિ અવધિએ પહોંચી છે, ને તે દૂર કરવાના ઉપાય દેશના દરેક શુભેચ્છકે યોજવા જોઇએ. એવો પ્રતિબંધ દૂર કરતાં કંઈ પણ જાતની હરકત જણાતી નથી; એમ કરતાં ધર્મનો કંઈ બાધ નડતો નથી, ને એમ કરવામાં નવા ને જુના વિચારોનો ઝઘડો આડે આવતો નથી. ત્યારે આ અગત્યની બાબતમાં પગલું ભરવાને આપણે વિલંબ શા માટે કરવો જોઇએ? એ વાત ખરી છે કે એ પગલું ચાલતી રૂઢીની વિરૂદ્ધ ભરવાનું છે. કોઇ પણ રૂઢી સ્થાપિત થયેલી હોય, ત્યારે તે છોડવી આકરી પડે છે, ને વગર કા-

રણે તથા વગર વિચારે તે છોડવાનું કહેવું એ પણ વ્યાજબી નથી. તે પ્રમાણે આ રૂઢી પણ વગર કારણે અને વગર વિચારે છોડવાનું કહેવામાં આવે તો તે કહેવું વજનદાર ગણાય નહિ, ને લોકો તે સ્વીકારે નહિ. પંરતુ જ્યારે કોઇ રૂઢી સ્થાપિત થઈ ગઈ હોય, પણ તે રૂઢીથી સંસાર–મંડળની બહુ પ્રકારે હાનિ થતી હોય, ત્યારે તે રૂઢીનો ત્યાગ કરવો ઉચિત છે. તેમાંય વળી એવી હાનિકારક રૂઢીને તે પ્રજાના પ્રાચીન્ અને માન્ય શાસ્ત્રોનો ટેકો ન હોય, ત્યારે તો તે તજવામાં લગાર પણ આનાકાની શા માટે કરવી જોઇએ? એ ન્યાયે વિચારવાનું એટલું રહે છે કે હાલ આપણામાં કન્યા વ્યવહારનાં જેજે નાનાં નાનાં ક્ષેત્રો છે, ને જે જે નાતોને ભાણા વ્યવહાર છે તે તે નાતોમાં પણ કન્યા વ્યવહાર નથી એવી જે રૂઢી છે તેથી આપણા સંસાર–મંડળને હાનિ થઇ છે ને થાય છે કે નહિ, ને એ રૂઢી સયુક્તિક કે સશાસ્ત્ર છે કે નહિ? આ ગ્રંથમાં અમે બતાવીશું કે જે જે નાતો સંસારિક સ્થિતિમાં સરખી છે, ને જેમને ભાણા વ્યવહાર છે, તે તે નાતોમાં કન્યા વ્યવહારનો પ્રતિબંધ છે તેથી આપણા સંસાર–મંડળને ઘણી હાનિ થઈ છે, આપણું સંસાર–સુખ વણસ્યું છે, ને આપણે ઘણીક હાનિકારક રૂઢીઓના ગુલામ થઇ ગયા છીએ; વળી એવો પ્રતિબંધ સયુક્તિક તથા સશાસ્ત્ર પણ નથી. એ પ્રતિબંધ તોડવા શા શા ઉપાયો યોજવા જોઇએ તેનો પણ વિચાર કરીશું; વળી આવા પ્રતિબંધ પૃથ્વી ઉપરની કોઇપણ પ્રજામાં નથી તે પણ બતાવી આપીશું.

આ બધી હકિકત ધ્યાનમાં લેતાં આ પ્રતિબંધ તોડવાની અગત્ય વિશે ખાત્રી થયા વિના રહેશે નહિ.

---

# વિભાગ ૧ લો.

## પ્રાચીન કાળ.

## પ્રકરણ ૧ લું.

### અસલ આર્યોમાં વર્ણભેદ અને તેની ઉત્પત્તિ.

અસલ આર્યોમાં કોઇપણ પ્રકારનો વર્ણભેદ કે જાતિભેદ નહોતો એમ સ્પષ્ટ જણાયછે. પ્રાચીન શાસ્ત્રોથી નિર્વિવાદપણે એમ શાબિત થાયછે કે પ્રથમ સર્વ મનુષ્યની એક જાતિ હતી, અને ભિન્ન ભિન્ન જાતિના લોકોમાં કંઇ પણ સ્વભાવિક ભેદ છે, એમ સ્વિકારવામાં આવતું નહોતું. હાલની ગુંચવણ ભરેલી વર્ણવ્યવસ્થા અને તેવાજ જૂદી જૂદી જાતિના લોકોના અરસ્પરસના વ્યવહાર જોતાં એ સિદ્ધાંત કેટલાકને બહુ આશ્ચર્યકારક લાગશે, પરંતુ એકવાર પુનરૂક્તિ કરવાની રજા લેઇએ છીએ કે આર્યપ્રજાના સુધારાના ઇતિહાસના કોઇપણ સમયનાં શાસ્ત્રો તપાસીએ અથવા સૌથી શ્રેષ્ટ આધારવાળા વેદથી માંડીને કોઇપણ ગ્રંથ તપાસીએ તો એ સિદ્ધાંતની સત્યતા વિષે બિલકુલ શક રહેતો નથી.

**નવિશેષોऽस्ति वर्णानाम् सर्वं ब्राह्ममिदं जगत् ।**
**ब्रह्मणा पूर्व सृष्टं हि कर्मभिर्वर्णतांगतम् ॥**

**॥ महाभारत शान्तिपर्व अ० १८८॥**

**અર્થ**—જાતિનો વસ્તુતઃ ભેદ નથી. બ્રહ્માની ઉત્પન્ન કરેલી આ

સૃષ્ટિમાં સર્વ જગત બ્રાહ્મછે, તેમાં કર્મ વડે જાતિ થઈછે.

આ શ્લોકથી એવી સૂચના થાયછે કે બ્રહ્માએ ઉત્પન્ન કરેલાં સર્વ મનુષ્યો સરખાં છે, ને તેમનામાં કશો વર્ણભેદ નથી; વર્ણભેદ તો માત્ર કર્મવડે જ ઉત્પન્ન થયોછે. એ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે મનુષ્ય માત્રની એક જાતિ એ સ્વભાવિક સ્થિતિ અને તેની ભિન્ન ભિન્ન જાતિઓ એ મનુષ્ય કૃત સ્થિતિ છે એમ આર્ય પ્રજા માનતી હતી; એટલે વર્ણભેદ સ્વભાવથી કે જન્મથી નથી, ઈશ્વર દત્ત નથી, ને 'આ બ્રાહ્મણ, વાણિયાનું ખોળીયુ ઈશ્વરે આપ્યુંછે,' એમ પણ નથી, પરંતુ તે તો માત્ર ગુણ કર્મની અનુકુળતાથી જન્મ પછી પ્રાપ્ત થાયછે.

**नयोनिर्नापि संस्कारो न श्रुतं नच सन्ततिः ।**
**कारणानि द्विजत्वस्य व्रतमेवतु कारणम् ॥**

**॥ महाभारत शान्ति पर्व ॥**

**અર્થ**-દ્વિજત્વ (બ્રાહ્મણપણું, ક્ષત્રિયપણું ને વૈશ્યપણું)પ્રાપ્ત થવાનું કારણ યોનિ (અમુક યોનિથી ઉત્પત્તિ)નથી, સંસ્કાર નથી, શ્રુત (વેદ પાઠ) નથી, ને સંતતિ પણ નથી, પરંતુ તે થવાનું કારણ તો વ્રત (સદાચરણ) છે.

**जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ॥**

**आपस्तम्ब धर्मसूत्र ॥**

**અર્થ**—જન્મથી શૂદ્ર **જન્મે** છે, ને સંસ્કારથી દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય) **કહેવાય** છે.

યુક્તિ અને તર્કથી વિચારી જોતાં મનુષ્યની જે સ્થિતિ હોવાનું અનુમાન થાયછે તેજ સ્થિતિ ઘણા પૂર્વ કાળમાં આપણા દેશમાં હતી. સૃષ્ટિમાં મનુષ્ય પ્રાણીના વર્ગમાં જે સ્વભાવિક ભેદ છે તે સ્પષ્ટ રીતે આ-

પણ ધ્યાનમાં આવેછે. સ્ત્રી અને પુરૂષમાં ધણીક સ્વભાવિક ભિન્નતા દીઠામાં આવેછે. તેથી મનુષ્ય જાતમાં સ્વભાવથી કે જન્મથી તો 'સ્ત્રી' અને 'પુરૂષ' એવા બેજ ભેદ છે એમ સિદ્ધ થાયછે. શું સ્ત્રી અને પુરૂષમાં જેવા ભેદ જોવામાં આવેછે તેવા એક બીજાને ઓળખી કાઢવાને કંઈ ભેદ એક બ્રાહ્મણ કે એક વાણિયામાં જોવામાં આવેછે? બિલકુલ નહિ. કશો પણ ભેદ કયાં છે? ત્યારે બ્રાહ્મણની કે વાણિયાની જાતિ સૃષ્ટિના સૃજાવનારે ઉત્પન્ન કરીછે અથવા મનુષ્યને જન્મથી પ્રાપ્ત થાયછે એમ કહેવાનો પણ શો આધાર કે પૂરાવછે? 'કંઈજ નહિ,' એમ કબુલ કર્યા શિવાય છુટકો નથી.

એ વાત ખરી છે કે મનુષ્યના એકાદ મોટા જથામાં કાળાંતરે ગુણ કર્મ અને એવાં બીજાં કારણોથી ભેદ પડેછે. મળતા ગુણના કે મળતા કર્મના માણસો એક બીજાના સહવાસમાં આવેછે, તેથી એક બીજાને ઓળખાણ થાયછે. મનુષ્યો સ્વભાવિક રીતે સંસારિક કે વ્યવહારિક કાર્યો ઓળખીતાઓમાં પાડેછે. એમ કરતાં કરતાં કાળાંતરે તેમનો એક જથો–વર્ગ–જાતિ–જ્ઞાતિ બંધાયછે. એ નિયમ પ્રમાણે આર્યપ્રજામાં બને એ સ્વભાવિક છે. કાળે કરીને ગુણ કર્મ ઉપરથી તેમનામાં વર્ણભેદ ઉત્પન્ન થયા. એમ જણાયછે કે પ્રથમ આર્યપ્રજા જ્યારે આ દેશમાં આવી ત્યારે અત્રેના અસલી રહીશો હતા તેમનો વર્ણ–રંગ–આર્ય પ્રજાના વર્ણ–રંગ–થી જુદો, એટલે પ્રથમ વર્ણ–રંગ–ઉપરથી એ ભેદ ઉત્પન્ન થયા, ને બે વર્ણ બંધાઇ. એક વર્ણ આર્ય પ્રજાની ને બીજી અનાર્ય પ્રજાની થઈ. એ અનાર્ય પ્રજામાંથી જેઓ આર્ય પ્રજાના સંબંધમાં આવ્યા તેઓ શૂદ્ર[1] ઠર્યા; ને ગુણ કર્મથી આર્યપ્રજાના–દ્વિજ–

૧ મી. દત્ત કૃત પુસ્તક ૩, પૃષ્ટ ૩૦૮. મુંબાઈ ઈલાકાનો સને ૧૮૯૧ ની સાલના વસ્તિપત્રકનો રીપોર્ટ, ભાગ ૧ લો, પૃષ્ટ ૧૪૩, ૧૪૪.

ના ત્રણ વિભાગ [1]પડયા. તેમાંના જેઓ ઉંચ ગુણના તથા વિદ્યાનો ઉંચો ધંધો કરનારા થયા તેઓ બ્રાહ્મણ ઠર્યા; જેઓ રૈયતનું રક્ષણ કરવાનો–રાજ્ય કરવાનો–ધંધો લેઇ બેઠા તેઓ ક્ષત્રિય ઠર્યા, ને જેઓ વ્યાપાર, રોજગાર ને ખેતી કરવા લાગ્યા, તેઓ વૈશ્ય ઠર્યા. એ પ્રમાણે અંતે ચાર વર્ગ થયા. એ વ્યવસ્થા પછી આર્યપ્રજાના સુધારાના બધા સમયમાં ચાલુ રહી. આર્યપ્રજાના સુધારાના સમયના જુદા જુદા ભાગ પાડી શકાયછે. પ્રથમ વેદ–શ્રુતિ–નો સમય, પછી સ્મૃતિઓનો, અને ત્યારપછી ઇતિહાસો તથા પુરાણોનો સમય આવેછે. એ સુધારાના સમયના અનેક ગ્રંથો–શાસ્ત્રો–છે. તેઓના સમય પણ એજ અનુક્રમેછે એમ માનવામાં આવેછે, ને તેમનો ચડાઉતરી આધાર પણ એજ ક્રમ પ્રમાણે ગણવામાં આવેછે; એટલે સૌથી પ્રાચીન સમય અને શ્રેષ્ટ આધાર, શ્રુતિ–વેદ–સંહિતા, બ્રાહ્મણ, અરણ્યક ને ઉપનિષદનોછે; તે પછીનો સમય ને તેથી ઉતરતો આધાર સ્મૃતિઓનો; અને ઇતિહાસો તથા પુરાણોનો સમય સ્મૃતિઓનાય પછીનો અને આધાર પણ તેમનાથી ઉતરતો ગણાયછે.[2] ગુણ કર્મ ઉપરથી આર્યપ્રજાના પ્રથમ ચાર વર્ગ પડયા

---

૧ 'આર્ય કીર્તિ' **નારાયણ હેમચન્દ્ર** કૃત, પૃષ્ટ ૧૬૪.
મુંબાઇ ઈલાકાનો ઉપર કહેલો વસ્તિપત્રકનો રીપોર્ટ, ભાગ ૧ લો, પૃષ્ટ ૧૪૩.

૨ મી. મૂરકૃત્ત આર્યાવૃત્તના લોકોની ઉત્પત્તિ અને ઇતિહાસનું પુસ્તક ૧ લું, જ્ઞાતિ વિષેનું, પૃષ્ટ ૧ થી ૬.

**श्रुति स्मृति पुराणानां विरोधो यत्र दृश्यते ।**
**तत्र श्रोतं प्रमाणंतु तयो द्वैधे स्मृतिर्वरा॥ व्यास ७, ४.**

**અર્થ**—જ્યાં શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં વિરોધ હોય, ત્યાં શ્રુતિ પ્રમાણ છે; અને જો સ્મૃતિ તથા પુરાણોમાં વિરોધ હોય ત્યાં સ્મૃતિ પ્રમાણ છે.
'આર્યકીર્ત્તિ,' પૃષ્ટ ૭૬.

તે ક્રિયા કાળમાં પડયા એ મુકરર કરવું મુશ્કેલ છે; પરંતુ એટલું તો સિદ્ધ થઇ શકે છે કે વૈદિક સમયની શરૂઆતમાં વર્ણભેદ બિલકુલ નહોતો.[1] પ્રથમ ઋગ્વેદમાં નિચે લખેલો પુરૂષસૂક્ત નામનો મંત્ર દેખાયછે.

**ब्राह्मणोस्य मुखमासीद्बाहू राजन्यःकृतः ।**

**उरूतदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

**ऋग्वेद संहिता, अध्याय १०, मंत्र ९० नामे पुरुष सूक्त.**

**શબ્દાર્થ**—બ્રાહ્મણ **તેનું** (પુરૂષનું) મોં છે. રાજન્ય **તેના** હાથ છે. વૈશ્ય **તેની** જાંગો છે, અને શૂદ્ર **તેના** પગમાંથી નિકળ્યાછે. આ અગત્યના મંત્રના સંબંધમાં બે બાબતોનો વિચાર કરવાનો છે; એક બાબત તો એ કે એ મંત્રનો કાળ નક્કી કરવો, ને બીજી એ કે તેનો અર્થ નક્કી કરવો. આ બન્ને બાબતો વિષે ઘણા પંડિતોએ પોતાના અભિપ્રાયો કારણો સહિત આપ્યા છે, તેઓમાંના ઘણાખરાઓનો અભિપ્રાય એવો જણાય છે કે ઋગ્વેદના બીજા મંત્રો પછી સેંકડો વર્ષે આ મંત્ર રચાએલો હોવો જોઇએ;[2] એટલે વૈદિક સમયની શ-

---

૧ મી. **દત્ત**કૃત 'પ્રાચીન હિંદુસ્તાનના સુધારાના ઈતિહાસનું પુસ્તક ૧ લું પૃષ્ટ ૯૭, ૯૮, ૨૨૯. 'આર્યકીર્તિ,' **નારાયણ હેમચંદ્ર** કૃત પૃષ્ટ, ૧૬૫, ૧૬૭, ૧૬૮, ૧૭૫. પ્રો૦ **મેક્ષમ્યૂલર** કૃત 'ચીપ્સ ફ્રોમ એ જર્મન વર્કશોપ,' પુસ્તક ૨ જું, પૃષ્ટ ૩૦૭, ૩૧૧.

૨ (ક) મી. **દત્ત** કૃત ઉપરલખેલાજ પુસ્તકના પૃષ્ટ ૯૭ માની ટીકા. **વેબર**, **મેક્ષમ્યૂલર**, **મૂર** આદિ પંડિતોનો પણ એજ અભિપ્રાય છે.

રૂઆતમાં કોઇ પણ પ્રકારનો વર્ણભેદ નહોતો ને સર્વ આર્યપ્રજા એકજ વર્ણ—એકજ નાત—જાત હતી એમ જણાય છે. હવે એ મંત્રના અર્થનો પ્રશ્ન વિચારવાનો રહ્યો. એનો શબ્દાર્થ તો ઉપર આપ્યા પ્રમાણે છે; પરંતુ એનો ખરો ભાવાર્થ કે હેતુ શો છે તે નક્કી થયા શિવાય શબ્દાર્થ ઉપરથી કશો ખુલાસો થઇ શકે તેમ નથી. કેટલાક શબ્દાર્થને વળગી રહી એમ કહેછે કે 'બ્રાહ્મણ પરમેશ્વરના મોંમાંથી, ક્ષત્રિય હાથમાંથી, વૈશ્ય જાંગમાંથી, અને શૂદ્ર પગમાંથી ઉત્પન્ન થયાછે.' બીજા કેટલાક એ અર્થ માન્ય રાખતા નથી,* ને કહેછે કે આ તો એક રૂપક છે. એનો ખરો ભાવાર્થ એ છે કે શાસ્ત્રોનો અભ્યાસ કરવો એ બ્રાહ્મણોનો પરમ ધર્મછે ને તે ધર્મનું મુખ્ય સ્થાન મુખ છે, માટે તેમને ઇશ્વ-

---

(ખ) મી. મૂરકૃત "આર્યાવૃત્તના લોકોની ઉત્પત્તિ અને ઈતિહાસનું પુસ્તક ૧ લું, જ્ઞાતિ વિષેનું, પૃષ્ટ ૧૧, ૧૨.

દા. હોગનો આ બાબત વિરૂદ્ધ અભિપ્રાય છે, એટલે તે કહે છે કે એ મંત્ર પાછળથી થયેલો માનવાનો સંતોષકારક પુરાવ નથી. મી. મૂર આ મતનું ખંડન કરેછે. એજ ગ્રંથનું પૃષ્ટ ૧૨.

(ગ) મી. કોલબ્રૂક પ્રોફેસર મેક્ષમ્યુલર, પ્રોફેસર વેબર, એ વિદ્વાનો તેની ભાષા, ઢબ આદિ ઉપરથી એવાજ અભિપ્રાય આપેછે. એજન, પૃષ્ટ ૧૩, ૧૪.

(ઘ) 'આર્ય કીર્તિ,' **નારાયણ હેમચંદ્ર** કૃત, પૃષ્ટ, ૧૯૫.

* (क) પંડિત **દયાનંદ** સરસ્વતિ કૃત 'સત્યાર્થ પ્રકાશ,' પૃષ્ટ ૮૭, ૮૮. તે વિદ્વાન પંડિત કહેછે કે 'મુખ'ની પેઠે સર્વમાં જે ઉત્તમ–મુખ્ય–તે બ્રાહ્મણ; 'બાહૂ' बाहुर्वै बलं बाहुर्वै वीर्यम् 'શતપથ' બ્રાહ્મણમાં એ પ્રમાણે કહ્યુંછે, એટલે 'બલ' કે 'વીર્ય'નું નામ બાહૂછે, તેથી જેનામાં તે મુખ્યછે તે ક્ષત્રિય, ઇત્યાદિ. વળી તેઓ બતાવેછે કે 'શતપથ બ્રાહ્મણાદિ' માં એ મંત્રનો એવોજ અર્થ કર્યોછે. यस्मादेते मुख्या स्तस्मान्मुख तोह्य सृज्यन्त इत्यादि । અર્થ:—જે-

૨—શ્રેષ્ટ પુરૂષ—ના મુખની ઉપમા આપીછે. શસ્ત્રનો ઉપયોગ કરવો એ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે, ને તે ધર્મનું મુખ્ય સ્થાન હાથ છે, માટે તેમને તેના—શ્રેષ્ટ પુરૂષના—હાથની ઉપમા આપીછે; વણજ અને ખેતી એ વૈસ્યોના પરમ ધર્મછે ને તેનો આધાર—તેનું મુખ્ય સ્થાન—જાંગ ઉપર છે, માટે તેમને તેની ઉપમા આપીછે. તેજ પ્રમાણે ચાકરી કરવી એ શૂદ્રનો પરમ ધર્મ કે કર્તવ્ય છે, ને તેનું

---

થી—મુખથી—એઓ મુખ્યછે, તેથી—મુખથી—એઓ ઉત્પન્ન થયા કહેવાય છે.

(ख)— મી. મૂરકૃત 'આર્યાવૃત્તના લોકોની ઉત્પત્તિ અને ઇતિહાસ' ના પ્રથમ પુસ્તકમાં આ વિષયનું બહુ સારી રીતે વિવેચન કરેલું છે. દાક્તર **હૅાગ** નામનો વિદ્વાન સંસ્કૃત પંડિત કહેછે કે "આ અલંકારી લખાણ છે ને તેનો ભાવાર્થ એ છે કે મુખ, વાચાનું સ્થાન છે, તેથી એવો ભાવ નિકળે છે કે મનુષ્ય જાતના શિક્ષક અને વિદ્યાદાતા બ્રાહ્મણ છે; હાથ બળનું સ્થાન છે, તેથી રાજ્યનું રક્ષણ કરનાર ક્ષત્રિયોછે; શરિરના નીચેના અવયવો ખોરાકનું મુખ્ય સાધન છે, તેથી ખોરાક પુરો પાડનાર વૈશ્ય છે; પગ જેમ આખા શરિરના બધા અવયયોનો આધાર છે એટલે તેમની ચાકરી કરેછે તેમ ચાકરી કરે તે શૂદ્ર. એજ ગ્રંથનું પૃષ્ઠ ૧૪—૧૫. મી૦ **મૂર** પોતે આ બાબતમાં કંઈ નિશ્ચયાત્મક અભિપ્રાય આપતો નથી.

(ग) કવીશ્વર **દલપતરામ,** એમના જ્ઞાતિ નિબંધમાં એજ પ્રમાણે કહેછે. પૃષ્ટ ૫ જુઓ.

(घ) મી. **દત્ત**કૃત 'પ્રાચીન હિંદુસ્તાનના સુધારાના ઇતિહાસ' નું પુસ્તક ૧ લું, પૃષ્ઠ ૨૩૭.

(ङ) આર્ય કીર્તિ, **નારાયણ હેમચંદ્ર** કૃત, પૃષ્ટ ૧૬૬, ૧૬૭.

(च) 'સિદ્ધાંત સાર', યોજનાર **મણિલાલ** નભુભાઇ દ્વિવેદી પૃષ્ટ ૫૫.

મુખ્ય સ્થાન પગ છે માટે તેને તેની ઉપમા આપીછે. ઈશ્વર નિરાકાર છે, ને વૈદિક સમયમાં એને નિરાકાર માનવામાં આવતો હતો, તો ઇશ્વર-શ્રેષ્ટ પુરૂષ-ને ખરેખરાં મોં, હાથ, ઉરૂ ને પગ હોય એ માનવું અસંભવિત થાયછે, ને તેવા અવયવવાળા કોઈ શ્રેષ્ટ પ્રાણીના આકારનો સંભવ નથી તો શબ્દાર્થ પ્રમાણે ઉત્પત્તિનો સંભવ ક્યાં રહેછે? માટે એ મંત્ર અલંકારી છે એ પક્ષ માન્ય કરવા લાયક છે, ને તેનો ભાવાર્થ એ મતવાળાઓ બતાવેછે તેવો કંઇ છે એમ જણાયછે. વળી એ અર્થને સતપથ બ્રાહ્મણમાં આપેલા અર્થથી પુષ્ટી મળેછે, એટલે સંશયનો માર્ગ રહેતો નથી.

યજુર્વેદના ૩૧ મા અધ્યાયનો ૧૧ મો મંત્ર એનો એ જ છે.[૧] તેમજ અથર્વવેદમાં પણ એ મંત્ર દેખા દે છે. એટલે વૈદિક સમયના છેક છેલ્લા કાળમાં[૨] જ્ઞાતિઓની ઉત્પત્તિનું-મનુષ્ય જાતના વિભાગ પડવાનું-બીજ રોપાયું; ને તેમ થવાનું કારણ કંઇ જ નહિ પણ મનુષ્યનો આ સંસારમાંનો ધર્મ-તેનું કર્મ-કર્તવ્ય છે.

વેદ પછીનો સમય અને તેથી ઉતરતો આધાર સ્મૃતિઓનો ગણાયછે. સ્મૃતિઓથી પણ એમજ જણાયછે કે તે સમયમાં ચાર જ ભેદ રહ્યા ને તેનો આધાર ગુણ કર્મ ઉપર જ રહેતો હતો ને

---

૧ સત્યાર્થ પ્રકાશ, પૃષ્ટ. ૮૭.

૨ હાલ જે સ્થિતિમાં ચારે વેદ આપણને મળ્યાછે તેવા કોઈ ગ્રંથકારે કે ગ્રંથકારોએ એકજ સમયે પુસ્તકોની માફક રચ્યા હશે એમ વિદ્વાનો માનતા નથી. તે સિદ્ધાંત સ્થાપિત કરવાનો અત્રે ઈરાદો નથી, ને જગાપણ નથી. પરંતુ તે વિચાર સ્વિકારતાં અમારા અભિપ્રાયમાં ફેર પડતો નથી, એમ કહેવાની મતલબ છે. મી. મૂરના ઉપર કહેલા પુસ્તકમાં એનું પણ વિવેચન કરેલું છે.

જન્મ ઉપર રહેતો નહોતો.[1] સૌથી શ્રેષ્ટ આધારવાળી મનુસ્મૃતિ ગણાયછે. એ સ્મૃતિમાં જાતોની ઉત્પત્તિ જે પ્રમાણે વેદમાં કહીછે તેજ પ્રમાણે કહીછે.

लोकानांतु विवृद्ध्यर्थं मुखबाहू रुपादतः ॥
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रंच निरवर्त्तयत् ॥
मनुस्मृति अ० १, ३१.

**અર્થ**:—પૃથ્વી ઉપર લોકની વસ્તી વધવા સારૂ બ્રહ્માએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એઓને અનુક્રમે પોતાના મોહો, હાથ, ઝાંઘ, અને પગમાંથી બનાવ્યા. મનુસ્મૃતિના આ શ્લોકનો ખરો અર્થ શો છે તેનું હવે વિવેચન કરવાની અગત્ય રહી નથી; જે પ્રમાણે વેદનો એવો જ મંત્ર અલંકારી છે તે જ પ્રમાણે આ પણ [2]અલંકારી છે. સ્મૃતિઓ પછીના સમયના તથા તેથી ઉતરતા આ-

---

૧ મી. દત્તકૃત એજન પુસ્તક ૩, પૃષ્ટ ૧૫૨, ૧૫૩, ૧૫૮.

૨ મનુસ્મૃતિ ઉપર કુલૂકની ટીકા છે, તે એમ કહે છે કે—

दैव्या चशक्तचा मुखादिभ्यो ब्राह्मणादिनिर्माणं ब्रह्मणो न विशङ्कनीयं श्रुतिसिद्धत्वात् ।

અર્થ:—બ્રહ્માએ પોતાની ઇશ્વરી શક્તિથી બ્રાહ્મણ અને બીજી નાતો, પોતાના મોહો અને બીજા અવયવોમાંથી ઉત્પન્ન કરીછે એ બાબત કંઇ શક લેવાનો નથી, કેમકે વેદથી એ વાત શાબિત થાય છે. એ પછી વેદનો ‘પુરૂષસૂક્ત” મંત્ર આધાર સારૂ ટાંકયો છે. એટલે કુલૂક ભટ્ટ પોતે ગમે તે અર્થ કરે, પરંતુ તેનો આધાર પણ ‘પુરૂષસૂક્ત’ મંત્ર ઉપર જ છે; ને એ મંત્રનું લખાણ અલંકારી છે, તો પછી મનુસ્મૃતિનો આ શ્લોક પણ અલંકારી જ ઠરેછે. ‘જુનું એટલું સારૂં’, એ જ ન્યાયવાળા હાલ પણ કેટલાક છે, એ વર્ગના કુલૂક ભટ્ટ

ધારવાળા ગ્રંથો ઇતિહાસો અને પુરાણો આદિ છે તે તપાસતાં પણ એમ માલમ પડે છે કે સ્મૃતિકાળની વર્ણવ્યવસ્થામાં આ સમયમાં પણ ઝાઝો ફેર પડયો નથી.

एकवर्ण मिदंपूर्णं विश्वमासीत् युधिष्ठिरः ।
कर्माक्रिया विशेषेण चातुर्वर्ण्यं प्रतिष्ठितं ॥
सर्वे वै योनिजा मन्याः सर्वे मूत्र पुरीषिणः ।
एकेन्द्रियेन्द्रियार्थश्च तस्माच्छील गुणैर्द्विजः ॥

॥ महाभारत ॥

---

હોવા જોઇએ. તેઓ એમ કહે છે કે અમારા ઘરડા કંઇ ગાંડા નહોતા, ને આપણે કંઇ તેમના કરતાં વધારે ડાહ્યા નથી; વળી જે બાબતમાં આપણને સમજણ ન પડે તે બાબત ખોટી છે એમ કહેવું ના જોઇએ, એટલે ઇશ્વરના મુખમાંથી બ્રાહ્મણ શી રીતે પેદા થાય તે આપણી સમજમાં ન ઉતરે માટે તે ખોટું ન કહેવું જોઈએ. એ શું વિચિત્ર–'લોજીક'–તર્ક નથી? એ ન્યાયે સૃષ્ટિમાં કશું ખરૂં ખોટું કહી શકાય નહિ! પરંતુ એક વાર એ ન્યાયથી એમના સિદ્ધાંતની તુલના કરીએ, તોપણ શું જણાય છે? વારૂં, અમને સમજ નથી પડતી તો રહ્યું, પરંતુ જગત્માં કોઈને પણ સમજ પડે એવું છે કે નહિ? જો કોઇને પણ પડે એવું હોય તો તે શી રીતે સમજ્યો ને તેની શી રીતે ખાત્રી થઈ તે જગત્ને બતાવે એટલે બસ છે. પછી જગત્ તેની તૂલના કરી લેશે. પરંતુ મનુષ્ય જાતમાંના કોઇને પણ સમજ ન પડે એવી વાત પણ માન્ય કરાવવા એ દલીલ વાપરવામાં આવતી હોય તો તો એ બુદ્ધિનો ભ્રમછે; એથી અધિક શું કહીએ! માટે ભલે **કુલૂ-કભટ્ટ** એમ મનાવે, ને કેટલાક એમ માને પણખરા, પરંતુ જગત્માં એવું મનાવવાનો યત્ન નભનાર નથી.

અર્થઃ—હે યુધિષ્ઠિર, આ વિશ્વ એક વર્ણથીજ ભરેલું હતું; કર્મ-ક્રિયાની વિશેષતાથી ચાર વર્ણ સ્થાપિત થયા. સર્વે યોનિથી ઉત્પન્ન થયા છે, સર્વ મૂત્ર પુરીષ કરવા વાળા છે; એક જ પ્રકારની સર્વની ઇંદ્રિઓ છે, ને એક જ પ્રકારના વિષય છે, તેથી શીલ અને ગુણથી દ્વિજ થાયછે.

अमरेन्द्र मया बुद्ध्या प्रजाः सृष्टास्तथा प्रभो ।
एकवर्णाः समभाषा एकरूपाश्च सर्वशः ॥
तासां नास्ति विशेषो हि दर्शने लक्षणेऽपिवा ।
ततोऽहमेकाग्रमनास्ताः प्रजाः समचिन्तयम् ॥

रामायण, उत्तरकांड, अ० ३०, १९, २०.

અર્થઃ—હે દેવતાઓમાં શ્રેષ્ટ! મેં બુદ્ધિ પ્રમાણે સર્વ પ્રકારે એક વર્ણવાળી, સરખી વાણીવાળી, અને સરખા રૂપવાળી પ્રજા સ્રજી છે; તેઓના દેખાવમાં તેમજ લક્ષણમાં કંઇ ફેરફાર નથી. પછી મેં એક ચિત્તે એ પ્રજા વિષે વિચાર કર્યો.

આર્ય પ્રજામાં જે ભેદ પડયા તે ઓળખવાને જે શબ્દો વપરાયા તેની વ્યુત્પત્તિ જોતાં પણ એના એ જ મતની પુષ્ટિ થાયછે, 'વર્ણ' નો અર્થ 'રંગ' છે, તેથી એમ જણાયછે કે પ્રથમ ભેદ માણસોના રંગ ઉપરથી થયા. આર્યલોકો આ દેશમાં વૈદિક સમયમાં કે કદાપિ તેની પણ પૂર્વે આવીને વસ્યા તે વખતે આ દેશના અસલી વતનીઓ તેમના જેવા સુધરેલા નહોતા, પણ જંગલી અવસ્થામાં હતા, ને તેમનો વર્ણ—રંગ—આર્યપ્રજાના જેવો નહિ તેથી પ્રથમ ભેદ રંગ ઉપરથી પડયો, એમ અનુમાન થાયછે.[૧] 'જાતિ' શબ્દ શાસ્ત્રોમાં વાપરેલો

---

૧ મી. દત્તકૃત એજ પુસ્તક ૧ લાનું પૃષ્ટ ૯૮.

છે, તેનો ધાત્વાર્થ જોતાં જન્મના કારણથી ઉત્પન્ન થયેલી જાતોને તે લગાડયાનું જણાયછે. મનુસ્મૃતિના દશમા અધ્યાયમાં અનેક હલકી જાતોની ઉત્પત્તિ બતાવેલી છે. તે ચારે વર્ણોના અયોગ્ય મિશ્રણથી ઉત્પન્ન થયાનું જણાવ્યુંછે, ને તેમને માટે જૂદાં જૂદાં કર્મ નિર્માણ[1] કરેલાંછે, તે ઉપરથી એવું અનુમાન થાયછે કે હલકા ધંધાદારીઓની નાતો, ત્રણ ઉત્તમ જાતો તથા શૂદ્રો અને આ દેશના મૂળ વતની અનાર્યલોકોના મિશ્રણથી ઉત્પન્ન થઇ હશે.[2]

**व्यभिचारेण वर्णानाम वेद्यावेद्यनेनच ॥**
**स्वकर्मणांच त्यागेन जायंते वर्णसंकराः ॥**

**मनुस्मृति, अ. १०, २४.**

**અર્થ:**—જૂદી જૂદી વર્ણનાં સ્ત્રી પુરૂષમાં વ્યભિચાર ચાલ્યાથી, જે સ્ત્રી સાથે પરણવાનો અધિકાર નથી તેને પરણ્યાથી, અને પોતાના ધર્મ નિયમનો ત્યાગ કરવાથી **વર્ણસંકર** એટલે જાતિનો ભેળસેળ કે મિશ્રણ થાયછે. એ પ્રમાણે હલકી વર્ણોના સંબંધમાં જન્મનો આધાર મનુસ્મૃતિમાં બતાવ્યોછે, પરંતુ ઉંચ વર્ણોને માટે તેવું કંઈ જણાતું નથી. ઉલટું એમ માલમ પડેછે કે એવી એકાદ હલકી વર્ણમાંથી પણ કાળે કરીને માણસ ઉંચ વર્ણમાં આવી શકતો.

**शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसाचेत्प्रजायते ॥**

---

૧ જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૧૦. તેમાં એવી અનેક નાતોનાં નામો આપ્યાંછે, ને તે દરેક કેવા કેવા કારણથી ઉત્પન્ન થાયછે, તે પણ બતાવ્યુ છે, તેમ તે દરેકે કેવા કેવા ધંધા કરવા તે પણ બતાવ્યું છે. લંબાણ થાય માટે તે શ્લોકો અત્રે ઉતાર્યા નથી.

૨ પ્રથમ કહેલો વસ્તિપત્રકનો રીપોર્ટ, પૃષ્ટ ૧૪૪.

अश्रेयान् श्रेयसींजातिंगच्छत्यासप्तमाद्युगात् ॥

मनुस्मृति, अ. १०, ६४.

**અર્થઃ**—બ્રાહ્મણ વર્ણથી શૂદ્રીને પેટ જે પ્રજા ઉત્પન્ન થાય તે પ્રજામાંની સ્ત્રીઓનું બીજા બ્રાહ્મણો સાથે લગ્ન થાય તો સાતમી પેઢીએ નીચ વર્ણ શ્રેષ્ઠ વર્ણના પદને પામે છે. એટલે ઉંચ વર્ણમાં જન્મ ઉપર કશો આધાર નહોતો. એ 'જાતિ' શબ્દ ઉપરથી 'નાતિ' કે 'નાત' શબ્દ સાધિત થયા હોય એમ અનુમાન થાય છે. હાલ આપણે વળી 'જ્ઞાતિ' શબ્દ વાપરીએ છીએ. એ શબ્દ પ્રાચીન ગ્રંથોમાં વપરાયો હોય એમ જણાતું નથી. કદાપિ 'જાતિ' શબ્દ ઉપરથી એ શબ્દ વપરાયો હોય. એમાં 'જ્ઞા' ધાતુ છે, તેનો અર્થ 'જાણવુ-ઓળખવું' થાય છે, તે ઉપરથી 'જ્ઞાતિ' એટલે ઓળખીતાઓ—એક ધંધાવાળાઓ-નું ટોળું- મંડળ એવી સૂચના થાયછે.

જેમ શાસ્ત્રોમાં ચાર ઉંચ વર્ણો શિવાય બીજી ધંધાદારીઓની હલકી જાતિઓ બતાવીછે, તેમ વેદમાં પણ છે, એટલે એવી છેક હલકી જાતિઓ પ્રથમથી ચાલી આવે છે. પરંતુ એથી ચાર ઉંચ વર્ણોની સ્થિતિમાં તથા તે વિશે જે કહેવામાં આવ્યું છે તેમાં કંઈ ફેર પડતો નથી.[1] જે ભેદ પડયા તે બતાવવાને જે શબ્દો વપરાયાછે તેની વ્યુત્પત્તિ એવી છે, એટલુંજ નહિ પણ જે વર્ગો થયા તેનાં જે નામો પડયાં તે શબ્દોની વ્યુત્પત્તિ ઉપરથી પણ એનું એજ અનુમાન થાયછે. 'બ્રાહ્મણ' શબ્દનો અર્થ બ્રહ્મને જાણનાર થાય છે ને ઋગ્વેદમાં મંત્રો બનાવનારાને એ નામથી અનેક જગાએ લખ્યા છે. 'ક્ષત્રિય'

---

१ મી. દત્તકૃત એજ પુસ્તક ૧ લું, પૃષ્ટ ૨૩૮.
એજન પુસ્તક ૩ જું, પૃષ્ટ ૧૫૧, ૧૫૨.

શબ્દ વેદમાં વિશેષણ તરીકે વાપરેલો છે, ને તેનો અર્થ 'મજબુત' થાયછે. તેજ પ્રમાણે 'વિપ્ર' શબ્દ પણ વેદમાં વિશેષણ તરીકે વાપરેલો છે, ને તેનો અર્થ 'ડાહ્યા' થાય છે.[1] વૈશ્ય શબ્દમાં 'વિશ્' ધાતુ છે, તેનો અર્થ 'ખેડવું' થાયછે; ને 'શૂદ્ર' એટલે હલકું. આ ઉપરથી ભેદોનાં જે નામો પડયાં તે પણ ગુણ કર્મ ઉપરથી પડયાનું સ્પષ્ટ જણાયછે.

એવી રીતે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ કે પુરાણો જો નિષ્પક્ષપાત પણે શાન્તિથી, ને નિર્મળ મનથી તપાસીએ, કે યુક્તિથી વિચાર કરીએ, કે આર્ય પ્રજાના ભેદ બતાવવા જે શબ્દો વપરાયા છે તેમની તથા એ વર્ગોનાં જે નામો પડયાં તે શબ્દોની વ્યુત્પત્તિ ધ્યાનમાં લેઇએ તો એમ જ જણાઇ આવે છે કે પૂર્વે આર્યોની **એકજ** જાતિ હતી; અને પાછળથી માત્ર **વર્ણ** તથા **ગુણ કર્મ** વડે તેના ચાર વિભાગ થયા, પણ કાંઇ **જન્મના** કારણથી થયા નહોતા.[2]

વળી હાલની ગુંચવણ ભરેલી વર્ણવ્યવસ્થાને કોઈ પણ આધારવાળા ગણાતા સંસ્કૃત ગ્રંથોનો ટેકો નથી,[3] એ પણ નિર્વિવાદ પણે સિદ્ધ થાય છે; એટલે હાલની જે વર્ણવ્યવસ્થા છે તે આર્ય પ્રજાના સુધારાનો સમય વિત્યાબાદ સેંકડો વર્ષે બંધાયાનું અનુમાન થાયછે.

---

૧ મી. **દત્ત** કૃત એજ પુસ્તક ૧ લું, પૃષ્ટ ૯૮,

૨ મી. **દત્ત** કૃત એજ પુસ્તક ૧, પૃષ્ટ ૨૩૫–૨૩૬.

૩ મી० **દત્ત**કૃત એજ પુસ્તક ૧, પૃષ્ટ ૨૩૭, ૨૩૮.

# વિભાગ ૧ લો.

## પ્રાચીન કાળ.

## પ્રકરણ ૨ જું.

### ભિન્ન ભિન્ન વર્ણોમાં પરસ્પર ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહાર.

પહેલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે વર્ણ તથા ગુણ કર્મ ઉપરથી આર્યપ્રજાના ચાર ભેદ ઉત્પન્ન થયાનું જણાયછે. સ્વભાવિક રીતે એવા ભેદથી એક આર્યપ્રજાની ત્રણ કે ચાર પ્રજા થઇ જાય એ માનવું બુદ્ધિથી વિરૂદ્ધ છે, ને શાસ્ત્રો જોતાં તેમ થયું પણ જણાતું નથી. એવી વ્યવસ્થા ચાલી જણાયછે કે ગુણકર્માનુસાર ભેદ પડયા, પરંતુ ભોજનવ્યવહાર કે કન્યાવ્યવહારનો પ્રતિબંધ થવો ન જોઇએ તે પ્રમાણે થયો નહોતો. ઘણા કાળે એ વ્યવસ્થા કંઇક બદલાઈ છે. મનુષ્ય સ્વભાવ પ્રમાણે જેઓ ઉંચા ગણાયા તેઓ પછી પોતાનાથી જેમને હલકા ગણે તેમની સાથે આવા વ્યવહાર પાડતાં શરમાયછે. સ્થિતિ ઉપરથી કંઇક અભિમાન ઉત્પન્ન થાયછે; ગુણ કર્મનો અને ઉંચા નીચાનો ભેદ રહયો, એટલે રહેણી કરણી, તથા રીત ભાતમાં પણ ભેદ પડેછે ને એ ભેદથી નીચા ગણાતાઓને માટે એક જાતની છીટ દાખલ થાયછે. આ અભિમાન અને છીટ સચવાય એવા નિયમ પાછલથી મનુસ્મૃતિના સમયમાં–સ્મૃતિકાળમાં–બંધાયાનું જણાયછે.

વૈદક સમયમાં એ પ્રતિબંધનો કંઈ આધાર જણાતો નથી.[૧] ત્યારપછી સ્મૃતિકાળમાં પણ એવો પ્રતિબંધ સબળ હશે એમ માનવાને જોઈએ તેવાં કારણો કે પુરાવ નથી.[૧] તે કાળમાં ઉંચ વર્ણોને અનુકુળ આવે એવા નિયમ કંઇક બંધાયાનું જણાયછે, પરંતુ તેમાંય માત્ર યોગ્યાયોગ્યનો વિચાર છે, કંઈ પ્રતિબંધ નથી.

सवर्णाग्रे द्विजातीनां प्रशस्ता दारकर्माणि ।
कामतस्तु प्रवृत्ता नामिमाः स्युः क्रमशोवराः ॥१२॥
शूद्रैव भार्या शूद्रस्य साचस्वा चाविशःस्मृते ।
तेचस्वा चैवराज्ञश्च ताश्वस्वा चाग्र जन्मनः ॥१३॥
मनुस्मृति, अ०३, १२, १३ ॥

અર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે પ્રથમ વિવાહ કરતી વેળા પોતાની જાતની કન્યા સાથે વિવાહ કરવો એ ઉત્તમ પક્ષ છે. બીજી વખત જે કામવૃત્તિથી વિવાહ કરેછે તેને તો નીચેના ક્રમ પ્રમાણે વિવાહ કરવો ઘટેછે. શૂદ્રથી શૂદ્ર કન્યા જ સાથે, વૈશ્યથી વૈશ્ય તથા શૂદ્ર કન્યા સાથે, ક્ષત્રિયથી પોતાની જાતની તથા વૈશ્ય કે શૂદ્ર કન્યા સાથે, અને બ્રાહ્મણથી પોતાની જાતિની તથા ક્ષત્રિય, વૈશ્ય કે

---

૧ 'જાતિભેદ ને ભોજન વિચાર,' પૃષ્ટ ૨૦, કર્તા શ્રી **નારાયણ હેમચંદ્ર. મેક્ષમ્યુલર** કૃત 'ચીપ્સ ફ્રોમ એ જર્મન વર્ક શોપ' નામના ગ્રંથને પૃષ્ટ ૩૧૧ મે એ વિદ્વાન્ ગ્રહસ્થ કહેછે કે જૂદી જૂદી જાતના લોકોને ભેગા બેસી ખાતાં પીતાં કે અરસ્પરસ કન્યા આપતાં પ્રતિબંધ નડે એવો કંઇ આધાર વેદના મંત્રોમાં નથી. વળી પૃષ્ટ ૩૨૧ જુઓ. મી. દત્ત કૃત એજ પુસ્તક ૧ લું, પૃષ્ટ ૨૪૦.
૧ મી૦ દત્ત કૃત એજન પુસ્તક ૩ જું, પૃષ્ટ ૧૬૫.

શૂદ્ર કન્યા સાથે વિવાહ થઈ શકેછે. મતલબ કે ઉતરતી વર્ણના પુરૂષથી પોતાથી ચઢતી વર્ણની કન્યા સાથે વિવાહ થઈ શકે નહિ, પરંતુ ચઢતી વર્ણનાથી પોતાથી ઉતરતા વર્ણની કન્યા લેઈ શકાય. એ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે ઉંચ વર્ણનો માણસ પોતાની કે પોતાથી ઉતરતી જ્ઞાતિની કન્યા પરણી શકતો હતો. એવી જ્યાં કન્યાની છૂટ હોય ત્યાં ભોજન વ્યવહારના પ્રતિબંધની તો આશા જ શી? તે નહોતો એમ કહેવાને આધાર પણ છે. મનુસ્મૃતિમાં કોનું કોનું અન્ન ન ખાવું તે સંબંધી નિયમો નીચે પ્રમાણે આપ્યા છેઃ—

मत्तक्रुद्धातुराणांचनभुंजीत कदाचन ॥२०७॥ पूर्वपाद
स्तेनगायनयोश्चान्नंतक्ष्णोर्वार्धुषिकस्यच ॥
दीक्षितस्यकदर्यस्यबद्धस्य निगडस्यच ॥२७०॥
चिकित्सकस्यमृगयोः क्रूरस्योच्छिष्टभोजिनः ॥
उग्रान्नंसूतिकान्नंचपर्याचांतमनिर्दशम् ॥२७२॥
पिशुनानृतिनोश्चान्नंक्रतुविक्रयिणस्तथा ॥
शैलूषतुन्नवायान्नंकृतघ्नस्यान्नमेवच ॥२७४॥
कर्मारस्यनिषादस्यरंगावतारकस्यच ॥
सुवर्णकर्तुर्वेणस्यशस्त्रविक्रयिणस्तथा ॥२७५॥
श्ववतांशौंडिकानांच चैलनिर्णेजकस्यच ॥
रंजकस्यनृशंसस्ययस्यचोपपतिर्गृहे ॥२७६॥
नाद्याच्छूद्रस्यपक्वान्नंविद्वान्श्राद्धिनोद्विजः ॥२२३॥ पूर्वपाद.

मनुस्मृति, अध्याय ४

**અર્થઃ**—મદોન્મત થઈ ગએલા, ક્રોધી, અને રોગી એટલાના હાથનું ખાવું નહિ. ૨૦૭ (પૂર્વપાદ).

ગાનારનું, સૂતારનું, વ્યાજખોરીઆનું, યત દીક્ષાવાળા બ્રાહ્મણનું, કૃપણનું અને કેદીનું અન્ન ખાવું નહિ. ૨૧૦.

વૈદ્યનું, પારધીનું, ક્રૂરનું, છાંડેલું ખાનારનું, ક્રૂર કર્મ કરનારનું, સુવાવડીના હાથનું, પંક્તિમાં જોડે બેઠેલો આચમન કરી ઉઠી જાય તેનું, તેના ભાણામાંનું, અને સૂતકીનું અન્ન ખાવું નહિ. ૨૧૨.

ચાડીઆનું, જુઠાનું, યજ્ઞ વેચનારનું (એટલે મ્હારા યજ્ઞનું ફળ તમને આપું છું એમ કહી પોતાનું પુણ્યફળ વેચનારનું), નટનું, દરજીનું, અને કૃતઘ્ન પુરૂષનું અન્ન ન ખાવું. ૨૧૪.

લુહારનું, ભીલનું, નાટક કરનારનું, સોનીનું, વાંસ ચીરનારનું, અને તીરકામઠાં આદિ શસ્ત્ર વેચનારનું અન્ન ખાવું નહિ. ૨૧૫.

કૂતરાં પાળનારનું, કલાલનું, ધોબીનું, રંગરેજનું, ધાતકીનું, જે સ્ત્રીના ધરમાં ઉપપતિ એટલે રાખેલો ધણી રહેછે તેના હાથનું અન્ન લેવું નહિ. ૨૧૬.

પંડિત બ્રાહ્મણે જે શૂદ્ર શ્રાદ્ધ કરતો નથી તેનું રાંધેલું અન્ન ખાવું નહિ. ૨૨૩.

આ પ્રમાણે જે વર્ગોની ગણતરી ચારેમાંથી એકે વર્ગમાં કરી નથી ને જેને ધણા હલકા માન્યા છે તે વર્ગોનું અન્ન ખાવાનો પ્રતિબંધ કર્યો છે, પરંતુ કોઇ ઠેકાણે એમ લખેલું જણાતું નથી કે બ્રાહ્મણોએ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રનું ખાવું નહિ,ને ક્ષત્રિયે, વૈશ્ય કે શૂદ્રનું ખાવું નહિ,ને વૈશ્યે શૂદ્રનું ખાવું નહિ. જ્યારે આટલા બધા હલકા ગણેલા વર્ગોનું અન્ન ખાવાનો સ્પષ્ટ પ્રતિબંધ કર્યો છે ત્યારે એટલો પ્રતિબંધ કરતાં સ્મૃતિકારને આળસ થઇ હશે એમ તો કોઇથી કહી શકાશે નહિ, ને

આટલા બધાના અન્નનો પ્રતિબંધ કર્યો છે, ને એ પ્રમાણે પ્રતિબંધ કર્યો નથી, એટલે એવો પ્રતિબંધ નહોતો એમ સિદ્ધ થાયછે.[1] એમ ભિન્ન ભિન્ન વર્ણમાં ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહારનો કંઇ પ્રતિબંધ કે બાધ નહોતો, એટલુંજ નહિ, પરંતુ જ્ઞાતિના ભેદનો આધાર કંઈ જન્મ ઉપર નહોતો, પરંતુ ગુણકર્મ ઉપર હતો, એટલે એક વર્ણનો માણસ પોતાના ગુણકર્મવડે બીજા વર્ણમાં જઈ શકતો હતો. બ્રાહ્મણ પોતાના નીચ ગુણથી શૂદ્ર થતો ને શૂદ્ર પોતાના ઉંચ ગુણથી બ્રાહ્મણ થતો.

**शूद्रोब्राह्मणतामेतिब्राह्मणश्चैतिशूद्रताम् ।**

**क्षत्रियाज्जातमेवंतुविद्याद्वैश्यात्तथैवच ॥ मनु, १०,६५.**

**અર્થ:**—શૂદ્ર બ્રાહ્મણતાને અને બ્રાહ્મણ શૂદ્રતાને પામે છે; એજ પ્રમાણે ક્ષત્રિય તથા વૈસ્ય વિશે પણ જાણવું. એટલે શૂદ્ર કુળમાં ઉત્પન્ન થયા છતાં જો બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈસ્યના જેવા ગુણ, કર્મ, ને સ્વભાવવાળો હોયતો તે શુદ્ર, બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈસ્ય થાયછે. બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય કુળમાં ઉત્પન્ન થયા છતાં જેના ગુણ કર્મ અને સ્વભાવ શૂદ્ર જેવાં હોય તે શૂદ્ર થાયછે. તેજ પ્રમાણે ક્ષત્રિય કે વૈસ્યના કુળમાં ઉત્પન્ન થયા છતાં જે બ્રાહ્મણ કે શૂદ્ર સમાન હોય તે બ્રાહ્મણ કે શૂદ્ર થાયછે; અર્થાત, ચારે વર્ણોમાં જે જે વર્ણના સમાન જે જે પુરૂષ કે સ્ત્રી હોય તે તે વર્ણમાં તે પુરૂષ કે સ્ત્રી ગણાયછે.

**धर्मचर्य्ययाजघन्योवर्णःपूर्वंपूर्ववर्णमापद्यतेजातिपरिवृत्तौ ॥७॥**

**अधर्मचर्य्ययापूर्वोवर्णोजघन्यंजघन्यंवर्णमापद्यतेजातिपरिवृत्तौ ॥२॥**

**आपस्तम्ब सूत्र.**

---

૧ 'સિદ્ધાંત સાર' પૃષ્ટ ૫૬.

**અર્થ:**—ધર્માચરણથી યુક્ત વર્ણવાળા મનુષ્યને પોતાનાથી ઉત્તમ ઉત્તમ વર્ણ પ્રાપ્ત થાયછે. અને તે જે જે વર્ણને યોગ્ય હોય તે તે વર્ણમાં ગણાયછે.

તેજ પ્રમાણે અધર્માચરણથી યુક્ત ઉત્તમ વર્ણવાળા મનુષ્યને પોતાનાથી ઉતરતી ઉતરતી વર્ણ પ્રાપ્ત થાયછે, ને તે જે જે વર્ણને યોગ્ય હોય તે વર્ણમાં ગણાયછે. આવાં માત્ર વચનો જ છે એમ નહિ, પરંતુ એ વચનો પ્રમાણે હલકા વર્ણના માણસો ઊંચ વર્ણમાં પોતાના ગુણકર્મથી ગયેલા, તે વર્ણમાં ખપેલા, ને મોટા માનને યોગ્ય થયેલાનાં દૃષ્ટાંત પણ મળી આવેછે.[1] જેમકેઃ—

જનક, ક્ષત્રિય છતાં વિદ્યાના પરાક્રમથી બ્રાહ્મણ થયા. (શતપથ બ્રાહ્મણ ૧૧, ૬, ૨, ૧.) ઇલુશાના પુત્ર કવશ દાસી પુત્ર છતાં ઋષિ થયા હતા. (ઐતરેય બ્રાહ્મણ ૨, ૧૯.) સત્યકામ જબાલ દાસીપુત્ર છતાં બ્રાહ્મણ થયા હતા. (છાન્દોગ્ય ઉપનિષદ્ ૪,૪.) એજ ઉપનિષદ્‌માં (૪,૨.) એક બીજી વાત એવી છે કે રૈક્વ નામના બ્રાહ્મણે જાન શ્રુતિ પુત્રાયન નામના શૂદ્રને વિદ્યા શીખવાડી અને તેની છોકરીને પોતાની સ્ત્રી તરીકે સ્વિકારી.[2] વિશ્વામિત્ર, બ્રાહ્મણ કે ક્ષત્રિય ન છતાં વેદમાં ઋષિ ગણાયાછે.[3] શિવાય શ્રુંગિ ઋષિ, મૃગલીથી, કૌશિક ઋષિ, દર્ભના તૃણમાંથી, ગૌતમ સસલાથી, વાલ્મિક રાફડામાંથી, દ્રોણાચાર્ય પડીમાંથી ઉત્પન્ન થયા એવી એ મહા ઋષિઓની ઉત્પત્તિ આપેલીછે. આવી અસંભવિત ઉત્પત્તિ ઉપરથી જણાયછે કે એ ઋષિઓનાં માબાપો

---

૧ 'સિદ્ધાંત સાર,' પૃષ્ટ ૫૭.

૨ મી૦ દત્તકૃત એજ પુસ્તક ૧લું, પૃષ્ટ ૨૪૧, ૨૪૨, ૨૪૫.

૩ એજ પુસ્તક, પૃષ્ટ ૯૯.

કોણ હતાં તે માલુમ પડયું નહોતું. એવી રીતે ગુપ્ત જન્મવાળા પણ વિદ્યાના બળથી મહાઋષિ થઇ શકયાછે. વળી વ્યાસ મુનિ, ખલાસી-આની દીકરીને પેટ, વશિષ્ટ, વેશ્યાને પેટ, પરાશર, ચંડાળણીને પેટ, ને નારદ દાસીને પેટ જન્મ્યા છતાં મ્હોટા ઋષિ થઇ શકયાછે.[૧] એ દૃષ્ટાંતો જોતાં છેક નીચમાં નીચ પણ પોતાના વિદ્યાના પરાક્રમથી ઉંચમાં ઉંચ વર્ણમાં ગયાનું જણાય છે.

એ બધા ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે સ્મૃતિ કાળમાં જો કે કંઇક કંઇક ભિન્નતા ઉત્પન્ન થઇ, પરંતુ તે ભિન્નતા કાળે કરીને જે-ટલી થવી જોઇએ તેટલી જ હતી ને તે બિલકુલ સખ્ત નહોતી. આમ છતાં એમ કહેવાની રજા લેઇએ છીએ કે પાછળથી આપણી પડતીના સમયમાં—અવિદ્યાના સમયમાં—જે અસ્વભાવિક, હાનિકારક અને અવિકારી કે સ્થાયી ભેદ ઉત્પન્ન થયા તેનું કંઈક બીજ એ સમયથી રોપાયું. સ્મૃતિકાળ પછીના સમયમાં પણ એની એ વ્યવસ્થા કાયમ રહ્યાનું જણાય છે.[૨]

नकुलेननजात्यावाक्रियाभिर्ब्राह्मणोभवेत् ।
चंडालोऽपिहिवृतस्थोब्राह्मणःसयुधिष्ठिरः ॥
महाभारत.

વળી—

शूद्रोऽपिशीलसम्पन्नोगुणवान्ब्राह्मणोभवेत् ।
ब्राह्मणोऽपिक्रियाहीनःशूद्रात्प्रत्यवरोभवेत् ॥
महाभारत.

---

૧ જ્ઞાતિ નિબંધ, પૃષ્ટ ૧૩, ૧૪.

૨ મી. દત્તકૃત 'પ્રાચીન હિંદુસ્તાનના સુધારાના ઇતિહાસનું પુસ્તક' ૨ જું, પૃષ્ટ ૬૯. મી. મૂરકૃત અગાઉ કહેલું પુસ્તક.

**અર્થ:**—કુલ કે જન્મ કે ક્રિયાથી બ્રાહ્મણ થતો નથી, ચંડાળ પણ જો વૃત્તવાળો (ઉત્કૃષ્ટ ગુણવાળો) હોય તો, હે યુધિષ્ટિર, તે બ્રાહ્મણ છે.

ગુણવાન અને શીલ સંપન્ન શૂદ્ર પણ બ્રાહ્મણ થાયછે, અને ક્રિયાહીન બ્રાહ્મણ શૂદ્રથીએ હલકો થાયછે.

પરંતુ કેટલાક એમ પણ માને છે કે પુરાણોના સમયમાં વર્ણ-વ્યવસ્થાની સ્થિતિ કંઇક કંઈક બદલાઇ હશે,[1] તોપણ એમ તો કહી શકાય કે હાલના જેવી સ્થિતિ તો તે કાળમાં પણ નહોતી.[2]

એ ઉપરથી એમ સ્થાપિત થાયછે કે પ્રાચીન સમયમાં આર્યપ્રજામાં જે ચારે ભેદ ગુણકર્માનુસાર ઉત્પન્ન થયા હતા તે ભેદ હાલની જ્ઞાતિઓ જેવા અસ્વભાવિક નહોતા અને તમામ વર્ણોમાં અરસ્પરસ ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહાર હતો; અને ગુણ કર્મવડે મનુષ્ય એક વર્ણમાંથી બીજા વર્ણમાં જઇ શકતો, અને સ્વભાવિક રીતે જે વ્યવસ્થા હોવી જોઇએ તેજ હતી. આર્ય પ્રજાના સુધારાની સ્થિતિ દહાડે દહાડે ઉતરતી ગઇ, ને પુરાણોના સમયમાં ને વેદના સમયમાં ઘણો તફાવત પડયો. પુરાણોના કાળમાં જ્ઞાતિભેદ હાલના જેવો ઉત્પન્ન થયો નહોતો એ વાત ખરી, પરંતુ તે સમયમાં કંઇક શરૂઆત થવા માંડી હતી. પુરાણોના સમય કરતાં પણ નબળી સ્થિતિ જેમ જેમ થતી ગઈ, તેમ તેમ કાર્ય કારણનો વિચાર બાજુ ઉપર રહ્યો, ને લૌકિક સ્થિતિ સ્થાપિત થઇ ગઈ. આગળ જતાં છેક અવિદ્યાનો ને અંધાધુંધીનો વખત આવ્યો, સુધરેલી આર્યપ્રજા પરતંત્રતાની ધુંસરીએ જોડાઈ, ને

---

૧ મી. દત્તકૃત એજ પુસ્તક ૧ લું, પૃષ્ટ ૨૨૯. એજન પુસ્તક ૩, પૃષ્ટ ૩૦૭.

૨ એજન પુસ્તક ૩, પૃષ્ટ ૩૧૫, ૩૧૬.

મુસલમાનોનું રાજ્ય સ્થાપન થયું. એ રાજ્યની રાજ્યનીતિ ઘણી જુલમી અને સ્વઘાતક હતી. આવી રાજ્યનીતિએ આર્યપ્રજાની થતી જતી હાનિ વધારી. આવા અવિદ્યાના ને આવી રાજ્યનીતિના સમયમાં જાતોના તથા ધંધાદારીની નાતોના ભેદ સ્થાપિત થયા. ને હાલની વર્ણવ્યવસ્થાનો પાયો નંખાયો.[1] એ પાયા ઉપર ધિમે ધિમે ઇમારત ચણાઈ, ને આજે તો એક મ્હોટી ભયંકર, ભૂલ ભૂલામણી વાળી, અગમ્ય,અને ઘણીજ હાનિકારક ઇમારત—હાલની વર્ણવ્યવસ્થા—બંધાઇછે.

ક્યાં હાલની નાતોનો ભેદ અને ક્યાં પ્રાચીન કાળની વર્ણવ્યવસ્થા! બંનેમાં અસ્માન અને જમીન જેટલો તફાવતછે! જો કદાપિ કોઇ ઋષિ આજે પૂર્વના જ્ઞાન સહિત આ દેશમાં આવે, ને આ દેશની હાલની નાતોની વ્યવસ્થા જુએ તો તેના મનમાં એમજ પ્રશ્ન ઉત્પન્ન થાય કે આ પ્રજા પૂર્વની આર્યપ્રજાની વંશજ હશે, કે કોઇ બીજી પ્રજા હશે? ને તે પ્રશ્નનો ઉત્તર તે તો એવોજ આપે કે હું દેશ ભૂલેલો; આ આર્યપ્રજા ન હોય!

---

૧ મી. દત્તકૃત એજ પુસ્તક ૩, પૃષ્ટ ૩૦૭ ને તે પછીનાં પૃષ્ટો. મી૦ દત્ત કહેછે કે:—

"The complete disintegration of the nation into numerous and distinct profession castes was sub sequent to the Moslem conquest of india and the national death of the Hindus." પૃ. ૩૦૭.

ભાષાંત્તર:—આર્યપ્રજાનું ઐકય તદન તુટયું અને તેની અગણિત તથા ભિન્ન ભિન્ન ધંધાદારીની નાતો બંધાઇ તે મુસલમાન લોકોએ હિંદુસ્તાન જીતી લીધું, તથા હિદુઓનું પ્રજાત્વ નાશ પામ્યું ત્યારપછી થયુંછે.



# વિભાગ ૨ જો.

## અર્વાચીન કાળ.

## પ્રકરણ ૧ લું.

### હાલની વર્ણ—જ્ઞાતિ ભેદની સ્થિતિ.

પ્રાચીન કાળમાં મનુષ્ય જાતની પ્રથમ એક જ જ્ઞાતિ હતી એટલે કોઇ પ્રકારનો વર્ણભેદ નહોતો; ત્યારપછી એ ભેદ વર્ણને લીધે ને છેવટ ચાર ભેદ ગુણ કર્માનુસાર ઉત્પન્ન થયા છે એ બતાવવામાં આવ્યું. એ ભેદનો સાંધો ઢીલો ઢીલો થતો જાય એવા એવા નિયમો દહાડે દહાડે થતા ગયા. પ્રથમ લગ્ન સંબંધીના પ્રતિબંધના થોડાક નિયમો થયા. ઊંચા વર્ગવાળાઓએ નીચા વર્ગમાંથી કન્યા લાવવાની છૂટ રાખી, પણ આપવાનો પ્રતિબંધ કર્યો. એમ કરતાં કરતાં ખાધા પીધાના કે આચાર વિચારના નિયમો થયા અને પ્રથમ જે ભેદ માત્ર ગુણકર્મ ઉપર હતા તે દહાડે દહાડે સ્થાપિત થતા ગયા, ને કાળે કરીને વર્ણવ્યવસ્થા તદન બદલાઇ ગઈ. પ્રથમ જ્ઞાતિ ભેદનો આધાર ગુણકર્મ ઉપર હતો તેને બદલે હવે જન્મ ઉપર છે એમ સ્વીકારાયું. ચાર નાતો હતી તેને બદલે અનેક નાતો બંધાઇ. 'બ્રાહ્મણ વાણિયાનો અવતાર કે ખોળીયું ઇશ્વરે આપ્યું છે,' એમ મનાવા લાગ્યું; ને દહાડે દહાડે એ ભેદ એટલા બળવાન થયા કે પાપ પુણ્યનો આધાર, મોક્ષનો આધાર ને આ દુનીઆના સર્વ વ્યવહારનો આધાર એ ભેદ ઉપર છે એમ મનાવા લાગ્યું. જો કોઇ બ્રાહ્મણને ઘેર જન્મેલો પણ બ્રાહ્મણના ગુણકર્મ વિનાનો માણસ વાણિયાનું ખાય તો **વટલાઇ** જાય, પાપિષ્ટ થાય, ઇશ્વરનો ગુન્હેગાર થાય, ને

**નર્કે જાય** એવું માનનારાની કાંઈ ખોટ નથી. એક ખ્રિસ્તિ પાદરી કહેછે કે બીજી પ્રજાઓના ધર્મનું સ્થાન મનુષ્યનું મન છે ત્યારે હિંદુઓના ધર્મનું સ્થાન તેનું પેટ છે. આરોપ ઘણો ગંભીર છે, ને સાંભળી દેશાભિમાનની નસમાં લોહી ઉકળવા જાયછે. પરંતુ ગુસ્સો કરતા પહેલાં એ વચનની સત્યતા વિશે વિચાર કરવાની જરૂર છે. પૂર્વની વર્ણ વ્યવસ્થા જોતાં એ આરોપ અકારણ લાગે છે, પરંતુ હાલની જોતાં તો તે સકારણ છે એમ સ્વીકાર્યા શિવાય છુટકો નથી. એક જ વર્ગના હાથમાં વિદ્યાનો અખત્યાર હતો; એક જ વર્ણ શિવાય બીજાને વિદ્યાના સાધન જાણવા દેવાનો પ્રતિબંધ હતો; વળી એવી વર્ણના માણસોના ગુજરાનનો આધાર બીજી વર્ણના ઉપર નાંખવામાં આવ્યો હતો; એ ઉપરથી સ્વભાવિક રીતે પરિણામ એ થયું કે બીજી વર્ણો વિદ્યાથી વિમુખ રહી, ને જે વર્ણને અધિકાર હતો તેને ગુજરાનનાં સાધન નિશ્ચિત હોવાથી તે વિદ્યા તરફ બેદરકાર થઇ. કાળે કરીને અવિદ્યાનો વખત આવ્યો; સર્વ સુધારાની પડતી આવી; ને સર્વ બાબતમાં કાર્ય કારણનો વિચાર બાજુપર રહ્યો, ને સ્થાપિત નિયમો—ચીલા—રૂઢીઓ બંધાઇ ને તે રૂઢીઓને અનુસરીને એક મહાન પણ પડતીમાં આવેલી પ્રજા આંખો મીંચીને ચાલવા લાગી. અવિદ્યાની અસર દરેક બાબતમાં થઇ તેમાંય ધાર્મિક તથા સંસારિક સ્થિતિમાં તો હદ વળી ગઇ. પરાક્રમના અભાવે અન્ય પ્રજાઓ ચઢી આવી, ને એક વખત સર્વ વાતે શ્રેષ્ટ એવી પ્રજા પરાધિનતાની ધુંસરીએ જોડાઇ. શો ચમત્કાર ! શો ફેરફાર ! દહાડાની રાત થઈ, ને તે રાતજ છે એમ માને એવી બુદ્ધિ પણ

---

૧ ક્રિશ્ચિયન વર્નાક્યુલર એજ્યુકેશન સોસાયટીનો 'જ્ઞાતિ' વિષેનો અંગ્રેજી નિબંધ, પૃષ્ટ.

પ્રાપ્ત થઇ! એમ કરતાં કરતાં એવો વખત પણ આવ્યો કે એ રાત નથી પણ દહાડો છે એમ કોઇએ સમજવાનો પ્રયત્ન ન કરવો જોઈએ! કદાપિ પ્રયત્ન કર્યો તો તે સમજ પ્રમાણે બોલવું ન જોઇએ, ને બોલ્યો તે દુનિયામાં દુષ્ટ, પાપી, ને પંક્તિસારૂ નાલાયક ગણાવો જોઇએ! એ પ્રમાણે અવિદ્યાનો સમય ને પરદેશી પ્રજાનો પ્રસંગ, તેમનો જુલમ, સત્તા, ને તેમની રૂઢી રીવાજોનું સકારણ અનુસરણ, વ્યવહારના સાધનોની અનુકુળતાની ખામી, રાજ્યની અવ્યવસ્થા ને ગેર બંદોબસ્ત અને ભિન્ન ભિન્ન વર્ણોની સ્વભાવિક ઇર્ષ્યા આદિ કારણોથી રૂઢીઓ બળવત્તર થઇ, અંત્યે સ્થાપિત થઈ, એટલે કેટલીક બાબતો-માં સ્થળના ભેદને લીધે અને કેટલીક બાબતમાં ધંધાના ભેદને લીધે તથા કેટલીક બાબતમાં ધર્મના ભેદને લીધે હાલ જે વર્ણવ્યવસ્થા આપણા જોવામાં આવેછે તે વ્યવસ્થા બંધાઇ

હવે હાલની વર્ણવ્યવસ્થા કેવી છે, તે જાણવું જોઇએ. એ વ્યવસ્થા ઘણી ગુંચવણ ભરેલી છે. તે જાણવાને પ્રથમ તો હાલ કેટલી જ્ઞાતિ છે, તેનો તપાસ કરવાની જરૂરછે. જુદા જુદા વિદ્વાનોએ જ્ઞાતિની ગણતરી કરવાનો પ્રયત્ન કરેલો છે, ને જુદી જુદી સંખ્યા આપેલી છે, પરંતુ અમારા ધારવા પ્રમાણે એ પ્રશ્નનો ખરો જવાબ આપી શકાય તેમ નથી.

એમ કહેવાય છે કે હાલ બ્રાહ્મણની ચોરાશી, ને વાણિયાની પણ ચોરાશી નાતો છે, તથા તે શિવાય કણબીની નાતો છે તે અને બીજા ધંધાદારીઓની નાતો છે તે તો જુદી. જ્યારે કોઇ મોટા શહેરમાં તમામ જાતના બ્રાહ્મણોને જમાડવામાં આવેછે, ત્યારે ચોરાશી કરી કહેવાયછે, એટલે લોકો તો બ્રાહ્મણોની ચોરાશી નાતો છે એમ માનેછે.

કવિ **દયારામે** ચોરાશી કરતાં વધારે નાતો ગણાવી છે, ત્યાર પછી મી. **બોરાડેલે** સને ૧૮૨૭માં એકલા સુરતમાં ૨૦૭ નાતો ગણી

હતી.[૧] કવીશ્વર **દલપતરામે** સને ૧૮૫૨માં જ્ઞાતિનિબંધ રચ્યો, તેમાં બ્રાહ્મણની નાતો ૮૪ છે, ને તેમજ વાણિયાની પણ ચોરાશી છે એમ લખ્યુંછે ને તેનાં નામ પણ આપ્યાં છે.[૨] મી. **ફાર્બસ** 'રાસમાળા'માં કહે છે કે ગુજરાતમાં બ્રાહ્મણોની જેટલી નાતો છે તેટલી બીજા ભાગમાં નથી. બ્રાહ્મણ વાણિયાની નાતોની સંખ્યા તે પુસ્તકમાં પણ ચોરાશી ચોરાશી આપી છે.[૩] કવિ **નર્મદાશંકર** 'ગુજરાત સર્વ સંગ્રહ[૪]'માં કહે છે કે સને ૧૮૭૨ માં જ્યારે વસ્તી પત્રક થયું ત્યારે અંગ્રેજી મુલક, કાઠીઆવાડ કચ્છ, રેવાકાંઠા, મહીકાંઠા, ખંભાત, વડોદરા, પાલણપુર ને બીજાં સંસ્થાનોમાં થઇને બ્રાહ્મણની ૭૫ નાતો ગણાઇ છે, તેમાંથી દક્ષિણી બ્રાહ્મણની પાંચ ને હિંદુસ્તાનીની ચાર બાદ કરતાં ગુજરાતી બ્રાહ્મણોની ૬૬ નાતો છે. ને તેમાંય ૧૪ ઉતરતી પંક્તિની મનાય છે. એ પુસ્તકમાં તે તમામ નાતોનાં નામ આપ્યાં છે, તથા સને ૧૮૭૨ માં તે દરેકની કેટલી સંખ્યા હતી તે પણ આપી છે.[૫]

પરંતુ આમાંની એકે કલ્પના કે સંખ્યાથી હાલની વર્ણવ્યવસ્થાની વાસ્તવિક સ્થિતિનો ચિતાર મળતો નથી. એમ કહીએ કે બ્રાહ્મણ કે વાણિયાની ચોરાશી ચોરાશી નાતો તો શું, પણ ચોરાશી ચોરાશી

---

૧ મી. **બોરાડેલ** કૃત 'જ્ઞાતિઓના ધારા' ના પુસ્તકો ૨.

૨ 'જ્ઞાતિ નિબંધ' પ્રકરણ ૪થું તથા ૧૦મું જુઓ. આવૃત્તિ ત્રીજી પૃષ્ટ ૨૭, ૨૮, ૨૯ ને ૫૭, ૫૮, ૫૯, ૬૦, ૬૧.

૩. સને ૧૮૭૮ ની આવૃત્તિ, પુસ્તક, ૪ થું. પ્રકરણ ૧ લું. પૃષ્ટ. ૫૩૪, તથા ૫૩૭.

૪. આ પુસ્તક **કેમ્બેલ** કૃત 'ગેજીટીયર' નાં પુસ્તકો ઉપરથી તૈયાર કર્યુંછે. અમે એ અસલ પુસ્તકોનો પણ આશ્રય લીધો છે.

૫. ગુજરાત સર્વસંગ્રહ, કવિ **નર્મદાશંકર લાલશંકર** કૃત, પૃષ્ટ ૪૬–૪૭.

રામ જેટલી નાતો છે તો તે બિલકુલ અતિશયોક્તિ નથી. મનુષ્ય જાતના ચાર વિભાગ પડયા, તે ચારના પાછા અનેક પેટા વિભાગ થયાં, ને તે અનેક પેટા વિભાગના વિભાગ, **તેનાય વળી** વિભાગ ને છેવટ તે વિભાગોનાય વિભાગો થયાછે. લખવાને દીલગીર છીએ કે આ સ્થિતિનું ખરૂં ચિત્ર પાડવાને ભાષામાં શબ્દો પણ જડતા નથી.

પ્રથમ મુખ્ય ચાર વર્ગ થયા એ આપણને માલમછે, ને હાલની અનેક વર્ણોની વહેંચણી એ ચાર મોટા વર્ગોમાં થઇ શકે ખરી. એ વહેંચણી કરવામાં મતભેદ છે. લોકો તો મૂળની બે વર્ણ–બ્રાહ્મણ તથા શૂદ્રની–હાલના સમયમાં રહીછે, ને બીજી બે–ક્ષત્રિય તથા વૈશ્યની–લય પામીછે એમ માનેછે.[1] તેઓ કહેછે કે હાલતો "બ્રાહ્મણ તથા સૌદર" રહ્યા છે. પરંતુ આ કલ્પના ખોટી છે ને હાલ ચારે વર્ગના વંશજો છે એમ ઘણી રીતે શાબિત થયું છે.[2] એટલે મનુષ્ય જાતના પ્રથમ ચાર મોટા વર્ગ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ને શૂદ્ર—બંધાયા તે લેઇએ, તો હાલના હિંદુઓની વહેંચણ થઇ શકેછે શંકરાચાર્ય[3]ના વખતમાં બ્રાહ્મણના ગૌડ અને દ્રાવિડ એવા બે વિભાગ કરવામાં આવ્યા ને તેજ વખતે ગૌડના પાંચ ને દ્રાવિડના પણ પાંચ ભેદ પાડવામાં આવ્યા છે. પરંતુ એ દશ પેટા ભાગથી અટક્યું નહિ. આગળ જતાં અનેક કારણોથી બ્રાહ્મણની એક નાત તુટી ૮૪ થઇ હોય એમ મા-

---

૧. કન્યાઓની અછતનો નિબંધ, કર્ત્તા રા. સા. મયારામ શંભુનાથ, પૃષ્ટ ૬.

૨. સને ૧૮૯૧ ની મુંબાઈ ઇલાકાની વસ્તિ પત્રકનો રીપોર્ટ ભાગ ૧લો, પૃષ્ટ ૧૪૪. ઈન્ડિયન લૉ રીપોર્ટસ, મુંબાઇ સીરીઝ, પુસ્તક ૨. પૃષ્ટ ૧૨–૧૩ માં નાગર વાણીઆને વૈશ્ય લખ્યાછે. રાસમાળા. પૃષ્ટ ૫૩૭.

૩. સને ૧૮૯૧ની વસ્તિપત્રકનો રીપોર્ટ, ભાગ ૧લો. પૃ. ૧૪૩, ૧૪૪.

નવાને જોઈએ તેટલો પુરાવ છે. ત્યાર પછી કેટલીક નાતોની ભાગતી થઇ તેમનો લય થવાથી હાલ વખતે ચોરાશીથી ઓછા વિભાગ હશે. પરંતુ એ ચોરાશી કે કંઇક ઓછા થાય તો પણ શું બ્રાહ્મણની એટલીજ નાતો છે એમ કહેવું વ્યાજબી ગણાશે? એક નાગરનીજ લઇએ. અલબત સાધારણ રીતે તો એમ કહેવામાં આવે કે બ્રાહ્મણની ચોરાશી નાતોમાં નાગરોની એક નાત છે, કે વખતે છ નાત છે, પરંતુ એ શું હાલની ખરી સ્થિતિનું ચિત્ર થયું? ના નથી થયું એમ કહેવું જોઇએ. નાગરની છ નાતમાં એક વડનગરા નાગરની નાત છે. એ વડનગરામાં પાછા ત્રણ ભેદ છે ૧ ગ્રહસ્થ, ૨ ભિક્ષુક ને ૩ ડુંગરપુરા કે ગીરપુરા. આ ત્રણે જ્ઞાતિ ખાવા પીવાનો વ્યવહાર રાખેછે, પરંતુ કન્યા આપવા લેવાનો વ્યવહાર રાખતા નથી, ત્યારે શું આતે ત્રણ નાતો થઈ કે એક થઈ? ખરૂં જોતાં ત્રણ થઈ. પરંતુ હજી અહીં અટકવાનું નથી. અમદાવાદના નાગરો પોતાની કન્યા બીજે આપે નહિ. સૂરતના નાગરો પણ તેમ કરે, ત્યારે આ તે પાછા અમદાવાદી ગ્રહસ્થ નાગરની એક નાત, સુરતના ગ્રહસ્થ નાગરની એક નાત, કાઠીયાવાડી ગ્રહસ્થ નાગરની એક નાત, પેટલાદી ગ્રહસ્થ નાગરની એક નાત એમ જુદી જુદી નાતો કન્યા વ્યવહારના સંબંધમાં થઇ કે ના થઇ? એજ પ્રમાણે ભિક્ષુક નાગર ને ગીરપુરા નાગરનું સમજવું, ને બીજા નાગરોનું પણ સમજવું. ત્યારે હવે એક નાગરની નાતની છ નાતો થઇ, છ ની આઠ થઇ ને આઠ ની કોણ જાણે કેટલી થઈ! એજ પ્રમાણે બીજા બ્રાહ્મણોનું પણ થયું છે. જેમકે ઔદિચ્યની નાત. અમદાવાદના ઔદિચ્યને સિદ્ધપુરના ઔદિચ્ય એકજ નાતના છે, પરંતુ તેમને કન્યા વ્યવહાર નથી, ત્યારે તે એકજ નાત રહી કે જુદી જુદી થઈ!

અગત્યમાં બીજે દરજ્જે હાલ વાણિયાની નાતો આવેછે. તે પણ ચોરાશી કહેવાયછે ને પ્રથમ ચોરાશી ભેદ થયા હશે એમ જણાયછે. પરંતુ એ સંખ્યા ખરી નથી. વાણિયાની નાતોનાં નામ ગણતાં નાગર કે ખડાયતા ગણાવ્યા ? એટલે બે નાતો કહી ! પરંતુ શું નાગર કે ખડાયતા એ એક એકજ નાત છે ? ઘણું કરીને દરેક વાણિયાની નાતમાં દશાવિશાનો ભેદ છે. એટલે બમણી સંખ્યા તો એજ થઇ. વળી કેટલીક નાતોમાં ધર્મને લીધે ભેદ પડયા છે. શ્રીમાલીમાં મેશ્રી શ્રીમાલી તથા જૈન શ્રીમાલી; ને તે દરેકમાં પાછા વિશા દશા. એ પ્રમાણે એવી નાતોના એ હિસાબે ચાર ભેદ થયાછે. એટલે બમણા કરતાં પણ વધારે નાતો તો એમજ થઇ. વળી દશાવિશા શિવાય પાંચા વાણિયાની નાત થઇ છે. પરંતુ એમ ગણતાં પણ પાર આવે એમ નથી. એક ખડાયતાની નાત લેઈએ, તો તેમાં વિશા ને દશા એવી બે નાતો છે એટલું કહેવું બસ નથી. બધા દેશમાં જેટલા વિશા ખડાયતા છે તેટલા કંઇ એક બીજાની સાથે કન્યા વ્યવહાર રાખતા નથી. એટલુંજ નહિ, પણ કન્યા વ્યવહારજ ન રાખવા સારૂ તેના અનેક ભેદ પાડયા છે ને કન્યાના પ્રતિબંધના નિયમ રાખ્યા છે ! અમદાવાદના ખડાયતા નડીયાદના વિશા ખડાયતાને કન્યા આપી શકે નહિ, ને નડીઆદના અમદાવાદ આપી શકે નહિ ! ત્યારે આતે વિશા ખડાયતાની એકજ નાત કે જુદી જુદી નાતો થઈ ! અરેરે દુર્ભાગ્યે એવો વખત આવ્યો છે કે એક ગામના એક નાતના વાણિયા પણ એક નાત નથી. નડીઆદમાં વિશા ખડાયતાનાં સાતસેં ઘર છે. પરંતુ તેમાં ચાર એકડા કે તડ છે. એટલે એક બીજા તડમાં કન્યા વ્યવહાર નથી. ત્યારે એ તે ચાર નાતો થઇ કે એક થઈ ! આવા એક નાતમાંથી જે વિભાગો પડે છે તે એક્કો, એકડો, ગોળ, સવા, સંભા, વગ (વર્ગ ઉપરથી) આદિ

નામોથી ઓળખાયછે. જે હેતુથી એવા એકડા કે ગોળ બાંધવામાં આવ્યા છે તે હેતુ પાર ન પડવાથી તથા અંદર અંદરની ઈર્ષ્યાથી એ એકડા કે ગોળ પણ તુટતા જાયછે ને તેનાં તડ પડેછે. એ પ્રમાણે નાતોનો સંચો સતત્ ચાલુ છે, તેમાંથી દરરોજ નાતો નિકળતીજ જાયછે, ને સંખ્યા વધતીજ જાયછે; ત્યારે હવે જુઓ કે એક વિશા ખડાયતાની નાતની કેટલી નાતો થઇ છે! ને હજી તેના કેટલા ભાગ પડશે તે કહી શકાતું નથી. જે અસર જુદી જુદી નાતોથી થાયછે તેની તેજ અસર આવા એકડાથી ને તડથી પણ થવાનો સંભવ છે. તો તે જુદી જુદી નાતોજ છે. અમદાવાદનો ખડાયતો વાણિયો ને મોઢ વાણિયો એક બીજાનું જમી શકશે, પણ કન્યા આપી નહિ શકે તેજ પ્રમાણે અમદાવાદનો વિશો ખડાયતો ને નડીઆદનો વિશો ખડાયતો એક બીજાનું જમી શકશે પણ કન્યા આપી લેઇ શકશે નહિ, તો પછી આ બે વાણિયાને એક નાતના કહેવા કે જુદી જુદી નાતના કહેવા[૧]!

હાલ ક્ષત્રિય પણ છે. બ્રહ્મ ક્ષત્રિય ઉજળી વર્ણમાંછે. તેમનામાં પણ એક દશા ક્ષત્રિયની જુદી નાત થઇ છે.

---

૧ બ્રાહ્મણ, વૈસ્યની આ ઘટમાળ શી રીતે બંધાઇ, ને એ જાતો તુટવાનો ક્રમ શો છે તે બતાવવાને નિચેનાં નાતોનાં પેઢીનામાં બનાવ્યાં છે.

## પેઢીનામું ૧ લું.

બ્રાહ્મણ.

|

ભિન્ન ભિન્ન નાતો.

|

ગામોવાર તડો કે ઘોળ.

એ પછી કણબીનો મોટો જથો છે. કણબી મૂળ છ જાતના હતા, પરંતુ એ છએ જાતના કણબીમાં લેવા અને કઇડવાનો જથો મોટો ને અગત્યનો છે જેમ બ્રાહ્મણ વાણિયામાં કન્યા આપવા લેવાના કારણસર એક નાતમાંથી અનેક નાતો ઉત્પન્ન થઈ છે તેમ કણબીમાં પણ બન્યું છે, ને તેમની પણ ઘણી પેટા નાતો બંધાઇ છે, તથા દહાડે દહાડે બંધાતી જાયછે. કણબીઓ પ્રાચીન ચાર વર્ણો પૈકીની કઇ વર્ણના વંશજો હશે તે નક્કી કરવાનું કામ કંઈ સહેલું નથી. તેમનો ઉંચો અને શાસ્ત્રોક્ત ખેતીનો તથા ઢોર પાળવાનો ધંધો તથા તેમની ઊજળામણ ઉપર વિચાર કરતાં અનુમાન એવું થાય છે કે તેઓ વૈશ્ય વર્ગના વંશજો હોવા જોઇએ. વૈશ્યને માટે શાસ્ત્રોમાંજે કર્મો મુકરર કર્યા છે તેના કાળે કરીને એ વર્ગ પડી ગયા હોય એમ

## પેઢીનામું ૨ જું.



લાગેછે, એટલે એક વેપારનો અને બીજો ખેતીનો તથા ઢોર પાળવાનો. વૈશ્યો પૈકી વેપારમાં જે રોકાયા તે ધંધા ઉપરથી વાણિયા કહેવાયા ને જેઓ બીજા ધંધામાં રોકાયા તેઓ તેમના ધંધા ઉપરથીજ કણબી કહેવાયા. વાણિયાનો ધંધો ઉજળામણનો રહ્યો ને કણબીનો મહેનત મજુરીનો રહ્યો એટલે બંનેના આચાર વિચારમાં તથા રહેણી કરણીમાં કાળે કરીને ઘણો ભેદ પડી ગયો, તેથી એ બે વર્ગ તદન જુદા પડી ગયા ને તેમની વચ્ચે કોઇપણ પ્રકારનો વ્યવહાર રહ્યો નહિ. આગળ જતાં વાણિયા ઉંચા ગણાયા. આજે વાણિયા, કણબીનું ખાતા નથી, પણ કણબી, વાણિયાનું ખાય છે. એ બનાવ વાણિયાઓના વિભાગ પડતા પહેલાં બન્યાનું અનુમાન થાય છે.

હવે ધંધાદારી લોકોની નાતો રહી. સોના રૂપાનું કામ કરનારા સોની, ઘાણીનું કામ કરનારા ઘાંચી, ધોવાનું કામ કરનારા ધોબી, લાકડાં ઘડવાનું કામ કરનારા સુતાર, લુગડાં શિવવાનું કામ કરનારા દરજી, રંગવાનું કામ કરનારા ભાવશાર, હજામત કરનારા હજામ આદિ ઘણી નાતો ધંધા ઉપરથી બંધાઇ છે. એ દરેક નાતના ઉંચી વર્ણોની નાતોની માફક વિભાગ પડતા જાય છે એટલે તે દરેક નાત માત્ર એક એકજ નાતછે એમ કહી શકાય નહિ. તેમનામાંય વિભાગ ને પેટા વિભાગ થયા છે. સોનીમાં ત્રાગડ અને શ્રીમાળી છે તેઓ એક બીજાને કન્યા આપતા લેતા નથી. તે ઉપરાંત વાણિયા બ્રાહ્મણની માફક તેમના પણ ગામોના ગોળ કે એકડા બંધાયા છે, એટલે તેમની નાતોની સંખ્યા પણ મુકરર કરવી મુશ્કેલ છે. આ સર્વ વર્ગના લોકો શૂદ્ર વર્ગમાંથી ઉત્પન્ન થયા હોય, અગર મનુસ્મૃતિમાં જે જાતિઓ આપીછે તેના વંશજો હોય. શ્રીમાળી સોની, વાણિયામાંથી ઉત્પન્ન થયાનું કહેવાય છે.

હવે કહો કે અમે કહીએ છીએ કે નાતોની ખરી સંખ્યાની ગણતરી કરવી તથા તે વ્યવસ્થાનું ખરૂં ચિત્ર પાડવું મુસ્કેલ છે, ને દરેક નાતના વિભાગ, તેના પેટા વિભાગ, તેનાય પાછા વિભાગ ને તેનાય કડકા ને વળી કડકાના પેટા કડકા થઇ ચોરાશી ચોરાશી રામ જેટલી નાતો થઈછે એ ખરૂં છે કે નહિ? વાંચનારા આ પ્રશ્નનો ઉત્તર પોતાની મેળેજ આપશે.

# વિભાગ ૨ જો.

## અર્વાચીન કાળ.

## પ્રકરણ ૨ જું.

### જ્ઞાતિઓની ઉત્પત્તિનાં ઐતહાસિક કે સંભવિત કારણો.

એક મહાન અને સુધરેલી પ્રજાના કેવા થોડે થોડે વિભાગ પડતા ગયા અને અંત્યે તે પ્રજાની કેવી રીતે અનેક નાતો થઈ એ બતાવવામાં આવ્યું. એમ થવાનાં કારણોનો પણ પ્રસંગોપાત ઇસારો કરવામાં આવ્યોછે, પરંતુ હવે તે કારણોનો કંઇક વિસ્તારથી વિચાર કરીશું.

પ્રથમ આર્યપ્રજા આ દેશમાં આવી ત્યારે તેમનાથી ઉતરતી સ્થિતિના લોક આ દેશમાં વસતા હતા, તેમને જીતીને આર્યપ્રજાએ પોતાનું રાજ્ય સ્થાપ્યું; તે વખતે આર્યપ્રજા વધારે સુધરેલી હોવાથી રંગમાં અત્રેના અસલી રહીશો કરતાં વધારે સુંદર હતી; એટલે રંગનો ભેદ,

સુધારાની સ્થિતિનો ભેદ, અને રાજ્ય પ્રકરણમાં આર્યપ્રજાનો વિજય એ કારણોથી પ્રથમ વર્ણ—રંગ—ઉપરથી આર્ય અને અનાર્ય એવા બે ભેદ પડયા. આર્ય શબ્દ 'અર્' ધાતુ ઉપરથી થયો છે, તેથી તેનો અર્થ ખેતી કરનાર ને છેવટ તે ઉપરથી ઉમદા એવો થાયછે. એ શબ્દથી આ દેશમાં આવનારી પ્રજાના સુંદર રંગની, તેની ચઢતી વ્યવહારિક-ખેતી—ની સ્થિતિની, તેના રંગની તથા તેના રાજ્યદ્વારી વિજયની સુચના થાયછે. એથી ઉલટુ 'અનાર્ય' શબ્દથી અસલી રહીશોના શ્યામળા રંગની, તેમની ઉતરતી વ્યવહારિક સ્થિતિની, અને તેમના રાજ્ય પ્રકરણી પરાભવની સુચના થાયછે. એ અનાર્ય પ્રજાને વેદમાં 'દાસ્યૂ' શબ્દથી વર્ણવવામાં આવી છે. તેમનામાંના જેઓ આર્યપ્રજાના સંસર્ગમાં આવ્યા તેઓ તેમના 'દાસ,' 'દાસ્યૂ' શબ્દ ઉપરથી કહેવાયા, ને તે શબ્દનો અર્થ 'ચાકરી કરનાર' થયો. છેવટ એ વર્ગ બીજી વહેંચણીમાં 'શૂદ્ર' નામથી ઓળખાયો.

એના ચાર વર્ગ થવાનું કારણ ગુણ કર્મ છે એ પણ બતાવવામાં આવ્યું છે. સુધરેલી પ્રજામાં વ્યવહારિક કાર્યોના વર્ગ કરવા અને તે પ્રમાણે તેની વહેંચણી કરવી એ સાર્વજનિક લાભ સારૂ જરૂરનું છે. એકજ માણસ પોતાને ખાવાનું અનાજ તૈયાર કરે, પછી તેની જે વ્યવસ્થા કરવાની તે કરે; પહેરવાનાં લુગડાં સારૂ કાલાં વાવે, તે લણીને તેને ફોલે, પછી તેમાંથી રૂ લોઢી કાઢે, પછી તેનું સુતર કાંતે, તેનાં લુગડાં વણે, જરૂર પડે તો તેને રંગે, તથા તેને સીવીને તૈયાર કરે; એ બધુ કરવા બેસે; તથા એવાં એવાં દરેક કામ કરવા બેસે તો એકે કામ થઇ શકે નહિ, ને એકે વસ્તુ બરાબર ઉત્પન્ન થઇ શકે નહિ. એવાં એવાં કારણોથી કામની વહેંચણી જગત્માં થવી જોઇએ, ને તે થઇ પણ છે. તમામ કાર્યોની વહેંચણી આર્યપ્રજાએ ચાર વર્ગમાં

કરી, વિદ્યાભ્યાસ કરી લોકોને ઉપદેશ કરવાનું કામ, રાજ્ય વ્યવસ્થા કરવાનું કામ, જીંદગાનીની જરૂરી વસ્તુઓ ઉપાર્જન કરવાનું તથા પૂરી પાડવાનું કામ, અને છેવટે તમામ જાતના હલકા–ચાકરીના–ધંધા કરવાનું કામ, એ ચાર વર્ગ પાડયા; ને તે દરેક કામ કરનાર વર્ગનું જુદુ જુદુ નામ પાડયું; એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. 'બ્રાહ્મણ' શબ્દનો અર્થ ધાતુ અન્વયે બ્રહ્મ–ઇશ્વર–ને જાણનાર થાય છે, એટલે વિદ્યાના સાધનથી મેળવેલા જ્ઞાનવડે જગત્કર્તાને ખરી રીતે જાણનાર અને બીજાઓને ઓળખાણ કરાવનારા તે બ્રાહ્મણ; 'ક્ષત્રિય' શબ્દનો અર્થ 'બાહુથી રક્ષણ કરનાર' એવો થાયછે, એટલે રૈયતનું રક્ષણ કરવાનો–રાજ્યનો–ધંધો કરનારા તે ક્ષત્રિય; 'વૈશ્ય'નો અર્થ ગ્રહસ્થ થાયછે, એટલે ગ્રહસ્થાશ્રમના સંબંધના ધંધા કરનારા તે વૈશ્ય; અને 'શૂદ્ર' નો અર્થ હલકુ થાયછે, એટલે ચાકરીનો હલકો ધંધો કરનારા તે શૂદ્ર ઠર્યા. એ પ્રમાણે ગુણ તથા કર્મ–વ્યવહારિક કાર્ય–ને અનુસરી ચાર ભેદ થયા. એ વ્યવસ્થા આર્યપ્રજાના સુધારાના ઘણા કાળસુધી ચાલુ રહી. કાળે કરીને એ ચાર ભેદ સબળ થતા ગયા ને વ્યવહારિક કાર્યોનાજ હતા તેને બદલે સંસારિક સ્થિતિના ગણાવા લાગ્યા. એ અરસામાં જુદા જુદા વર્ગોના કદર વિનાના મિશ્રણથી કેટલાક એ ચારથી હલકા વર્ગો ઉત્પન્ન થયા, ને તેઓની જુદી જુદી જાતો બંધાઈ. 'જાતિ' કે 'જાત' શબ્દમાં 'જન્મ્' ધાતુ છે, એટલે એ વર્ગો જન્મના આધારથી બંધાયા જણાયછે. મનુસ્મૃતિમાં જાતિ શબ્દ વાપરેલો છે, ને ચાર મુખ્ય નાતો સિવાય બીજી જાતિઓ ગણાવેલી છે એ આપણે જોયું.

બ્રાહ્મણ વર્ગ વિદ્યાના પરિબળથી સૌથી ઉંચો અને માનસિક સત્તાધારી ગણાવા લાગ્યો. ક્ષત્રિયોના હાથમાં રાજ્યસત્તાની દોરી તેથી તેઓ વાસ્તવિક સત્તાધારી થયા. એ પ્રમાણે બે સત્તાઓ જુદા જુદા

વર્ગોના હાથમાં હોવાથી કાળેકરીને તેમનામાં ઇર્ષા ઉત્પન્ન થઇ, ને તેમની વચ્ચે અનેક યુદ્ધો થયાં. બ્રાહ્મણ વર્ગના પરશુરામે એકવિશવાર 'નક્ષત્રી' પૃથ્વી કર્યાનું બિરદ મેળવ્યું. એમ છતાં પણ ક્ષત્રિયનો વર્ગ કાયમ રહ્યો છે.

જેમ જેમ અવિદ્યાનો અને પડતીનો સમય આવતો ગયો તેમ તેમ પ્રથમ જે ભેદ ગુણ કર્માનુસાર હતા તે સ્થાપિત થયા, અને વર્ણ ભેદનો આધાર **જન્મ** છે એવું જે કેટલાક હલકા વર્ગોનેજ માટે હતું તે હવે બધાને માટે છે એમ સ્વિકારાયું.

આ મહાન્ પ્રજાની પડતીના સમયમાં પડતીનો અમલ જલદી થયો, અને ભિન્નતાનાં મૂળ સજ્જડ રોપાયાં. પડતી એકજ બાબતમાં આવી નહિ. તેણે આર્ય પ્રજાને ચારે પાસથી ઘેરી લીધી. વિદ્યા ખોચંડે પડી. બ્રાહ્મણને માત્ર ભણવાનો અધિકાર આપેલો હતો. તેઓને માટે બીજી પાસથી ગુજરાનનું સાધન હમેશનું તૈયાર કરી રાખ્યું હતું, એટલે તેઓને તે ભણવાની ગરજ રહી નહિ. બીજી નાતોને તો ભણવાનો અધિકાર નહોતો એટલે તે તો ભણેજ શી રીતે! આમ અવિદ્યાનું રાજ્ય સ્થાપન થયું. તેની અસર ધિમે ધિમે બધી સ્થિતિમાં થઇ. સંસારિક સ્થિતિ બગડી, ધાર્મિક સ્થિતિ બગડી, અને રાજ્ય પ્રકરણી સ્થિતિ પણ બગડી: પરદેશી લોકો ચઢી આવ્યા, ને છેવટ પરતંત્રતાની ધુંસરીએ જોડાયા! ધાર્મિક સ્થિતિમાં ખરા ધર્મને બદલે વહેમોનો ધર્મ સ્થાપન થયો. જે ભેદો માત્ર સંસારિક સ્થિતિના કે ધંધાનાજ હતા તેમાં પણ ધર્મ પેઠો. એક બીજાનું ખાવાથી વટલાવાનો ધર્મ થયો. ધર્મ પાળવાનો આધાર, પતિત કે પાપી અને પુણ્યશાળી થવાનો આધાર, તથા સ્વર્ગે નર્કે જવાનો આધાર ખાવા પીવા ઉપર છે એમ મનાયું! એવા સમયમાં જે ભેદો પડેલા હતા તે સજ્જડ થવાનાં તથા વધવાનાં

બીજાં કારણો મળ્યાં. તે કારણોનું દિગ્દર્શન અમોએ કરેલું છે. ઉપર બતાવ્યા પ્રમાણે જ્યારે આપણા ઉપર પરદેશી પ્રજાનું રાજ્ય થયું, ત્યારે તેના પ્રસંગથી અને તેમની સ્થિતિ તથા રાજનીતિથી જે અસર આપણા ઉપર થવી જોઇએ તે થઈ. પરદેશી પ્રજા પરધર્મની હતી ને તેનામાં મતભેદની સહનતાનો અગત્યનો, મહાન્ અને પરોપકારી ગુણ નહોતો એમ ઈતિહાસ ઉપરથી જણાયછે. તેઓ પરધર્મના લોકોને સત્તાના બળથી પજવતા. એવી સ્થિતિમાં પડતી પ્રજા વધારે પડે એમાં નવાઇ નથી. ધર્મને માટે જઘડા, લઢાઇઓ, ફાટફુટ, અને જુલમથી વટલાવવાની નીતિનું અવલંબન કરવામાં આવે ત્યારે પરધર્મની પ્રજાના સુધારાની શી આશા ! જે વિભાગ પડી ગયા હતા તેના મૂળ હેતુ વિચારવાની શક્તિ રહી નહિ, ને રગસીઆ બળદની માફક પડેલે ચીલે ચાલવા લાગ્યા. એવી પરદેશી–મુસલમાન–પ્રજાની સત્તા, જુલમ અને પ્રસંગની અસર થઇ. કેટલાક તેમના રૂઢી રિવાજોનું આપણે સકારણ અનુકરણ કર્યું, તેથી પણ મૂળ ચીલો ઉંડો થવામાંજ મદદ મળી. પરદેશી પ્રજાની મોટામાં મોટી રૂઢી આપણે જે સ્વિકારી તે સ્ત્રીઓને પડદે રાખવાની છે. રાજ્યનું બંધારણ એટલું બધું અવ્યવસ્થિત હતું કે સ્ત્રીઓને બહાર નિકળવું સહી સલામત ગણાતું નહોતું. આ દુઃખ નિવારણ કરવાનો બીજો કંઈ ઉપાય નહોતો, ને રાજ કરનારી પ્રજામાં સ્ત્રીઓને ઓઝલમાં રાખવાની રીત હતી, તેથી એ રીત દાખલ કરવાથી એ દુઃખ ઓછું થશે એમ સ્વભાવિક રીતે લાગ્યા વિના ન રહે. એમ એ રીત પેઠી. પરંતુ એથી પરિણામ એ થયું કે છોકરીઓ આપવા લેવાનું સ્થળ જેમ પાસે હોય તેમ સારૂં એ વિચાર દાખલ થયો. તેમાં વળી બીજાં એવાંજ કારણો આવી મળ્યાં. રાજ્યની ગેરવ્યવસ્થા હોય, ત્યારે જાન માલની સલામતી બરાબર હોતી નથી;

ને જાન માલની સલામતી ન હોય તો વ્યવહારિક કાર્યો મન ગમતાં શી રીતે થાય ? પરદેશ જતાં રસ્તામાં ભય રહે, જુલમની બીક રહે, લૂંટાવાની ધાસ્તી રહે, વટલાવી દેવાની દહેશત રહે, અને વહૂ કે છોકરી સાથે હોય તેના ઉપર જુલમ થવાની બીક રહે, તેથી સૌ પોત પોતના ગામમાં વ્યવહાર કરવાનું સોધે, એમાં શુ આશ્ચર્ય ! આવા અંધાધુંધીના વખતમાં વ્યવહારિક કાર્યોના સાધનોની અનુકુળતાની પણ શી આશા ! તે વખતે રેલવે કયાં હતી, તાર કયાં હતો, અને ટપાલની અનુકુળતા પણ કયાં હતી ! ગાડાં જવાં કેટલાં મુશ્કેલ ! દીકરી કે વહૂ પરગામ હોય તો તે જાય ત્યારે જાય ને આવે ત્યારે આવે ! બાકી સરસંદેશા શો! આવા સમયમાં, આવી રાજનીતિમાં, અને આવી પરદેશના વ્યવહારની અનુકુળતાની ખામીમાં માણસ કુવાનો દેડકો થઇ જાય એ સ્વભાવિક છે. હવે ગામવાર કે પ્રાંતવાર નાતોનો સંભવ થયો. હવે કેટલીક ગામવાર અને કેટલીક પ્રાંતવાર બ્રાહ્મણની તથા વાણિયાની નાતો બંધાઈ, અને એનું એજ પરિણામ અન્ય વર્ણોમાં પણ આવ્યું. બ્રાહ્મણ વાણિયાની હાલની ઘણીખરી નાતો સ્થળના ભેદથી થઇ છે. એક મોટા નગરના રહીશ બ્રાહ્મણો તે નાગર બ્રાહ્મણ અને વાણિયા તે નાગર વાણિયા થયા. એવી રીતે જગાઓના ભેદના કારણોથી જે જે નાતો થઈછે તેમાંની મુખ્ય મુખ્યની ટુંકી વિગત નિચે પ્રમાણે છે.

**અગરવાળ**:—બ્રાહ્મણ અને વાણીઆ બંનેછે. પંજાબમાં હરિયાનાની સરહદ ઉપર અગ્રોહા ગામછે. ત્યાંથી શાહબુદીન ગોરીના મારથી નાશી આવ્યા તેઓનું એ નામ પડયું.

**અનાવલા**:—સૂરત જીલ્લામાં અનાવલ ગામ છે, ત્યાંના બ્રાહ્મણ તે અનાવલા બ્રાહ્મણ થયા.

**ઐાદિચ**:—ઉદીચી એટલે ઉત્તર દિશામાંથી આવેલા બ્રાહ્મણ

ઔદિચ્ય નામથી ઓળખાયા.

**કપિલઃ**—બ્રાહ્મણ છે. કાવિ ગામ ઉપરથી નામ પડયું.

**ખડાયતાઃ**—બ્રાહ્મણ અને વાણિયા બંનેછે. અમદાવાદ જીલ્લામાં પ્રાંતીજ પાસે ખડાલ[1] ગામછે ત્યાં આગળ પ્રથમ ખડાયત નામનું નગર હતું તેના નામ ઉપરથી ત્યાંના બ્રાહ્મણ તે ખડાયતા બ્રામણ, અને વાણિયા તે ખડાયતા વાણિયા કહેવાયા. આ વર્ગ વળી પ્રથમ નાગરમાંથી ઉત્પન્ન થયાનું પ્રમાણ મળેછે.

**ખેડાવાળઃ**—ખેડા નામના નગર ઉપરથી નામ પડયુંછે. માત્ર બ્રાહ્મણછે.

**જાંબુઃ**—બ્રાહ્મણછે, જંબુસર ઉપરથી થયાછે.

**દીંડુઃ**—વાણિયા છે. મારવાડમાં એ નામનું એક ગામછે ત્યાંથી

---

૧ 'ગુજરાત સર્વ સંગ્રહ'માં એમ કહ્યું છે કે "ખડાયતા તે પ્રાંતીજના ખડાલ ગામના; નાગર વાણિયામાંથી ફંટાયલા કહેવાયછે." પૃષ્ઠ ૮૨–૮૩. પરંતુ એ બરોબર નથી. પ્રાંતીજથી ત્રણ ગાઉ ઉપર સાભ્રમતીને કાંઠે એક મોટો ટકરો છે તે જોવાથી જણાઇ આવે છે કે એ ટકરો કોઈ પર્વત કે સ્વભાવિક ટેકરીનો ભાગ નથી, પરંતુ એક મહાન્ પૂરાતન શહેરના દટાવાથી થએલો છે. ટેકરા ઉપર ચઢતાં અને ઉપર ચઢયા પછી અમારી આ કલ્પના ખરી હોવાનો જોઇએ એટલો પુરાવ મળેછે. છેક ઉપરના ભાગમાં એક બાજુએ એક ભવ્ય અને ઘણીજ મજબુત હવેલીનું ખંડેર છે, તથા એક મહાભવ્ય દીવાલ છે તે જોતાં એ પાયમાલ થએલા શહેરની ઝાહોઝલાલી વિષે આપણા મનમાં કંઈક કલ્પના થાયછે. એ શહેર ધરતીકંપથી નાશ થયાનો સંભવ વધારે છે, કારણ કે જે રીતે તેની પાયમાલી થએલી જણાય છે તે રીતે બીજા કોઇ કારણથી થવાનો સંભવ નથી. એ શહેર તે 'ખડાયત' ને તે ઉપરથી 'ખડાયતા.'

જે વાણિયા આવ્યા તે દીંડું કહેવાયા.

**દીસાવાળઃ**—બ્રાહ્મણ તથા વાણિયા બંને છે. પાલણપુર પાસેના દીસા ગામના બ્રાહ્મણ તે દીસાવાળ બ્રાહ્મણ અને વાણિયા તે દીસાવાળ વાણિયા ઠર્યા.

**નાગરઃ**—બ્રાહ્મણ તથા વાણિયા બંને છે. એક મોટા નગરના રહેવાસી બ્રાહ્મણ તે નાગર કહેવાયા અને વાણિયા નાગર વાણિયા ઠર્યા. બ્રાહ્મણોના પાછા સ્થળ ઉપરથી પેટા વિભાગ થયાછે; વડનગરા, વડનગર કે વૃદ્ધનગર ઉપરથી; વિસલનગરા, વિસલનગર ઉપરથી; સાઠોદ્રા, સાઠોદ ઉપરથી; કૃષ્ણોરા, કૃષ્ણનગર ઉપરથી; પ્રશ્નોરા, પ્રશ્નિનગર ઉપરથી; અને ચિત્રોડા, ચિત્રકુટ ઉપરથી કહેવાયા છે. વડનગરામાં પાછા 'ડુંગરપર' ઉપરથી ડુંગરપરાનો એક ભાગ પડયોછે.

**નાપાળઃ**—બ્રાહ્મણ છે. બોરસદ તાલુકાના નાપાલ ગામ ઉપરથી કહેવાયા.

**નાંદોરાઃ**—બ્રાહ્મણ અને વાણિયા બંનેછે. નાંદોદ ગામ ઉપરથી નામ પડયું.

**પોડવાળઃ**—શ્રીમાલ નગરના એ નામના પરાના નામ ઉપરથી. શ્રીમાલી, પોડવાળ વચ્ચે ઝાઝો ભેદ નથી તે કદાપિ આ કારણથી એટલે બંને પાસ પાસેના વતની તેથી એમ હશે.

**બોરસદાઃ**—ખેડા જીલ્લાના બોરસદ ગામ ઉપરથી કહેવાયાછે. બ્રાહ્મણ છે.

**ભાર્ગવઃ**—ભૃગુ ઋષિના આશ્રમના તે ભાર્ગવ કહેવાયા. એ પણ બ્રાહ્મણછે.

**મેવાડાઃ**—બ્રાહ્મણ અને વાણિયા બંને છે. મેવાડ દેશથી આવેલા માટે મેવાડા નામ પડયું.

**મોઢ:**—બ્રાહ્મણ અને વાણિયા બંને છે. મોઢેરા ગામ ઉપરથી એ નામ પડયું. મોઢ બ્રાહ્મણ તથા વાણિયા એ બંનેની પેટા નાતો છે તે નામો પણ સ્થળ ઉપરથી પડયાં છે.

**મોતાળા:**—બ્રાહ્મણછે. સુરત જીલ્લામાં મોતા ગામછે તે ઉપરથી કહેવાયા.

**લાડ:**—વાણિયા છે. નર્મદા નદીની દક્ષિણનો ગુજરાતનો જે ભાગ લાટદેશ કહેવાય છે તે ભાગના રહીશ વાણિયાઓ એ નામથી ઓળખાયા.

**વડાદરા:**—અમદાવાદ પાસે વડાદ ગામ છે ત્યાંના મૂળ વતની બ્રાહ્મણો એ નામથી પ્રસિદ્ધ થયા.

**વાયડા:**—વાણિયાછે. પાટણ પાસે વાડ ગામ છે ત્યાંના માટે વાયડા કહેવાયા.

**વાલમ:**—પાટણ તાલુકામાં વાલમ નામનું ગામછે ત્યાંના બ્રાહ્મણોનું એ નામ પડયું.

**સજોદરા:**—બ્રાહ્મણછે. અંકલેશ્વર પ્રગણામાં સજોદ ગામછે તે ઉપરથી થયા.

**સોરઠિયા:**—વાણિયા છે. સોરઠ પ્રાંતમાંથી આવેલા માટે સોરઠિયા કહેવાયા.

**શ્રીમાલી:**—પાલણપુરની ઉત્તરે મારવાડના સીરોહી ઈલાકામાં હાલ ભિન્નમાલ છે તેને શ્રીમાલ નગર કહેતા ત્યાંથી બ્રાહ્મણ આવ્યા તે શ્રીમાલી બ્રાહ્મણ કહેવાયા, અને વાણિયા આવ્યા તે શ્રીમાલી વાણિયા કહેવાયા.

**હરસોળા:**—વાણિયા છે. હરસોળ ગામ ઉપરથી.

જે શહેરોના નામ ઉપરથી જુદી જુદી નાતો ઓળખાય તે

પૈકી કેટલાંકની ભાગતી આવી, કેટલાંક છેક નાનાં અને નમાલાં થઈ ગયાં, કેટલાંક પાયમાલ થઇ ગયાં, તથા કેટલાંક છેક નાશ પામ્યાં એટલે ત્યાંની નાતો દેશમાં જ્યાં ગઇ ત્યાં રહી; પરંતુ બીજા ગામોની નાતો સાથે પરિચય નહિ, તથા ઓળખાણ પાળખાણ નહિ, તેથી નવા આવનારા જુદાને જુદા રહ્યા અને નવા ગામના લોકોથી પોતાને જુદા ઓળખાવા માટે જે ગામથી કે દેશથી કે જે દિશાથી પોતે આવેલા તે ગામના કે દેશના કે દિશાના નામ ઉપરથી પોતાની નાતનું નવું નામ રાખ્યું; અથવા તેમનું એ નામ સહસા પડયું.

એ પ્રમાણે ગામ, દેશ, કે દિશા ઉપરથી એટલે જે જે સ્થળ છોડી ગુજરાતમાં આવી વસ્યા તે તે સ્થળ ઉપરથી એક બ્રાહ્મણની અને એક વાણિયાની અનેક નાતો થયાનું જણાયછે.

નાતોના ભેદો વધવાનું બીજું કારણ આચાર ભેદ છે. બ્રાહ્મણોમાં કેટલાકે રાજાનું દાન લેવું ઉચિત નથી એમ ધાર્યું ને કેટલાકે દાન લીધું એ કારણથી ભેદ પડયા. ગુજરાતના રાજા મૂળરાજે[1] ઉત્તર હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી કેટલાક બ્રાહ્મણોને બોલાવ્યા હતા તેઓને દાન આપવા માંડયુ તે વખતે જેઓએ એક જુદી ટોળી કરી દાન ન લીધું તે ટોળકિયા ઔદિચ કહેવાયા, ને જેમણે દાન લીધું તે હજાર બ્રાહ્મણ હતા તે ઉપરથી તેઓ ઔદિચ્ય સહસ્ત્ર કહેવાયા. તેમાંના જેઓ સિહોર અને તેની આસપાસના ગામોમાં વસ્યા તે સિહોરા, અને સિદ્ધપુર ને તેની આસપાસના ગામોમાં વસ્યા તે સિદ્ધપુરા કહેવાયા.[2] તેજ પ્રમાણે ખેડાવાળમાં જેઓ દા-

---

૧ મૂળરાજે ઇ. સ. ૯૪૨થી ૯૯૭ સુધી રાજ્ય કર્યુંછે. રાસમાળા, પૃષ્ટ ૪૯. ૨. જ્ઞાતિ નિબન્ધ, પૃષ્ટ ૩૦, ૩૧, ૩૨.

નના વાંધાથી મૂળનગર છોડી બહાર નિકળ્યા, તે બાહ્ય કે બાજ, અને જેઓ નગરમાં રહ્યા તે આભ્યાન્તર કે ભિતરા કહેવાયા. વળી બ્રાહ્મણોની જુદી જુદી નાતોમાં જેઓએ દાન ન લીધું તેઓ ગ્રહસ્થ કહેવાયા, અને જેઓએ દાન લીધું તેઓ ભિક્ષુક ઠર્યા.

કેટલાક બ્રાહ્મણો પોતાના સત્તાવાળા યજમાનોની સાથે ખાવા વ્યવહાર રાખવા લાગ્યા, અને કેટલાકે હલકી વર્ણોના યજમાનોના નાતરાં આદિ રિવાજો ગ્રહણ કર્યા તેથી એવા લોકો બ્રાહ્મણોથી તદન જુદા પડયા, અને હલકી પંક્તિના બ્રાહ્મણો થયા. રાજગોર, તપોધન આદિ એવા છે. આજે પણ બીજા બ્રાહ્મણો તેમની સાથે ભાણા વ્યવહાર રાખતા નથી. સિવાય કેટલાક છેકજ હલકી ક્રિયાઓ કરાવવા લાગ્યા તેઓ પણ જુદા પડી ગયા, એવા વર્ગમાં કારટિયા આવે છે.

વાણિયાઓમાં પણ આચાર વિચારથી અને વખતે રકતના મિશ્રણથી વિશા, દશા, અને પાંચા એવા ભેદ પડયાછે. વાણિયામાં કપોળ સિવાય દરેક નાતમાં વિશા અને દશાના ભેદ છે, એ ઉપરથી એમ જણાય છે કે વાણિયાની જુદી જુદી નાતો થતા પહેલાં ને જૈન ધર્મનું પ્રબળ થતાંય પહેલાં એ વર્ગ પડયા હોવા જોઇએ. એ સંબંધી લૌકિક કારણ એવું કહેવામાં આવે છે કે જ્યારથી વાણિયાનો વર્ગ ઉત્પન્ન થયો ત્યારથીજ એ ભેદ બંધાયા છે. એકજ મૂળ વાણિયા બાપને બે દિકરા હતા, તેમાં એક સાલસ ને વિશી હતો ને બીજો લગાર કપરો હતો, એથી પેલો વિશ વશાનો, અને બીજો દશ વશાનો કહેવાયો. એમની પ્રજા થઈ તે પછી વિશા ને દશાના નામથી ઓળખાવા લાગી. આજે પણ લોકો કહેછે કે ભાઇ, વિશા દશા તો બે ભાઇ થાય, એક બાપના દિકરા, એક મગની બે ફાડો છે. સામાન્ય રીતે સ્વભાવ, રીત ભાત જોઈએ તો લૌકિક મત્ત સકારણ લાગે

છે.[1] આગળ જતાં કેટલાક વાણિયાઓ હલકી જાતની કન્યાઓ લાવી જુદા પડયા તે પાંચા કહેવાયા. એઓની સાથે આજે પણ બીજા દશા વિશા વાણિયાઓ ભાણા વ્યવહાર રાખતા નથી.[2]

એ પ્રમાણે આચાર વિચારના ભેદથી પણ બ્રાહ્મણ વાણિયાની નાતોની સંખ્યા વધી છે.

નાતોની સંખ્યા વધવાનું ત્રીજું કારણ ધંધાનો ભેદ છે. ખેતી કરવી, ઢોર પાળવાં, તથા વ્યાપારાદિ કરવો એ મૂળ વૈશ્ય પ્રજાનાં કર્તવ્ય નિર્માણ કરેલાં છે. પરંતુ હાલ તો ખેતી કરનાર ને ઢોર પાળનાર તથા વ્યાપાર કરનારના જુદાજુદા વર્ગ જોવામાં આવે છે; એટલે વૈશ્ય પ્રજાને માટે નિર્માણ કરેલાં કર્મના બે મોટા વિભાગ પડી ગયાનું જણાય છે. ખેતી કરનારા ને ઢોર પાળનારા ધંધા ઉપરથી કણબી ઠર્યા, અને વ્યાપાર કરનારા વાણિયા ઠર્યા. વખત જતાં ધંધાની ઉજળામણના ભેદને લીધે તથા રહેણી કરણીને લીધે બંને વર્ગ તદન જુદા પડી ગયા, તે એટલે સુધી કે એક બીજાને ભાણા વ્યવ-

---

૧ 'ગુજરાત સર્વ સંગ્રહ'માં દશા વિશાના ભેદ વિષે એમ લખ્યું છે કે, "જ્યારે મૂળ જ્ઞાતિમાંથી કેટલાકે ફંટાઇ નવાં કુળ સ્થાપ્યાં, ત્યારે જુનાં કુળે પોતાને વિશા (વિશે વસા શુદ્ધ) ને નવાને ઓછા શુદ્ધ ગણી દશા કહ્યા. વળી વિશામાંથી કે દશામાંથી ફંટાઇ થોડોક જથો જુદો પડયો તે પાંચા કહેવાયા. વાણિયાની બીજી બધી જ્ઞાતિમાં દશા વિશા છે, પણ કપોળમાં નથી." પૃષ્ટ ૮૨–૮૩.
સને ૧૮૯૧ના વસ્તિપત્રકના રીપોર્ટમાં એમ લખ્યું છે કે "જે શુદ્ધ કુળના તે વિશા, ને જેઓમાં બીજી જ્ઞાતિના રક્તનું મિશ્રણ થયું તે દશા થયા." ભાગ ૧ લો, પૃષ્ટ ૧૪૪.

૨ 'ગુજરાત સર્વ સંગ્રહ', પૃષ્ટ ૮૨–૮૩.

હાર પણ ન રહ્યો. આ ભેદ વાણિયા કે કણબીની કોઇપણ પેટા નાત થતા પહેલાં પડયા હશે એમ અનુમાન થાયછે.

વળી વાણિયાનો વર્ગ જુદો પડયા પછી ને તેમના કેટલાક વિભાગ થયા પછી પણ ધંધાને લીધે વાણિયામાંનાય કેટલાક જુદા પડયા ને તેમની જુદી જુદી નાતો થઈ છે. શ્રીમાલીમાંથી જેઓ સોનું રૂપુ ઘડવાનો ધંધો કરવા લાગ્યા તે જુદા પડયા તે શ્રીમાળી સોની ઠર્યા. એવો ધંધો જે બ્રાહ્મણો કરવા લાગ્યા ને જનોઈ રાખવા લાગ્યા તેઓ બ્રાહ્મણોથી જુદા પડ્યા ને ત્રાગડ સોની ઠર્યા. મોઢમાંથી જેઓ ઘાંચીનો ધધો કરવા લાગ્યા તે મોઢ ઘાંચી થયા ને મૂળ નાતથી જુદા પડ્યા.

હાલની નાતોની ઉત્પત્તિનું ચોથું કારણ ધર્મભેદ છે. આમ બધી પાસથી અવદશા બેઠી હતી ને નાતો ઘડાવાનો દેશી સચો ચાલતો હતો, તેવામાં મહા મુની બુદ્ધનો અવતાર થયો. એ મહાત્માએ બ્રાહ્મણના ધર્મની સામે જબરી બાકરી બાંધી, ને નાતોની સામે પોતાનો મત પ્રદર્શિત કર્યો. એ બુદ્ધના મતને મળતો જૈન મત થયો, તે પણ બ્રાહ્મણ ધર્મનો વિરોધી; એટલે બ્રાહ્મણોએ પાયો નાંખી નાતોની જે ઇમારત બાંધેલી ને પાછળથી અનેક કારણોથી જેણે ભવ્ય રૂપ પકડેલું તે ઇમારત ડોલવા લાગી. એવે સમયે બ્રાહ્મણ ધર્મના રક્ષક શંકરાચાર્ય થયા, તેમણે આ ગોટાળો જોયો. તેઓ આ ગરબડાટ જોઇ બિન્યા ને બ્રાહ્મણોની સ્થિતિ જોઇ ગભરાયા. તેમણે નાતોને ઠેકાણે પાડવાનો પ્રયત્ન કર્યો, ને પડી ભાગતી ઇમારતને જબરા ટેકા લગાવ્યા. વળી પાછી નાતો ઠેકાણે આવી; ને સ્વભાવિક રીતે તે સ્થાપિત કરવા વધારે સખ્તાઇથી પળાવા લાગી.[1] નાતોની ધર્મ સાથેની સગાઇ વધી. ખાવા પીવામાં અને નાત ભેદ ઉપર ધર્મનો આધાર

---

૧ મી૦ દત્ત કૃત પુસ્તક રજું, પૃષ્ટ ૭૦

છે એમ મનાયું. એથી નાતોના ભેદ અવિકારી થયા. શંકરાચાર્યે બ્રાહ્મણોના પ્રથમ બે મોટા વિભાગ, ને તે દરેકના પાંચ પાંચ મળી દશ વિભાગ કર્યા, ને પછી તે દશના રાજનીતિનાં તથા બીજાં કારણોથી અનેક પેટાભાગ થયા. જૈન મતથી થોડાજ બ્રાહ્મણો વટલ્યા, તે દૂર થયા, ને ભોજક કહેવાયા. પરંતુ વાણિયામાં એમ ન બન્યું. એ મતનો ફેલાવો કેટલીક જાતના વાણિયામાં થયો, ને તેમાં મેશ્રી અને શ્રાવક કે જૈન એ બે ભેદ ધર્મના કારણથી પડી ગયા. પાછળથી શંકરાચાર્યના નાતોના સંરક્ષણના પ્રયત્નની અસર વાણિયાઓ ઉપર પણ થઈ, ને જૈન થએલા વાણિયાઓમાં પણ જુના દશા વિશાના ભેદ તથા જુદી જુદી નાતો પ્રથમથી ગામ કે દેશ પરત્વે થએલી તે કાયમ રહી, ને આજે જૈન મતના અનુયાયીઓમાં નાતોના ભેદ મેશ્રી વાણિયા જેવા છે. ફેર એટલો કે જૈનની નાતો થોડી છે, ને મેશ્રીની બહૂ છે. જૈનમાં ઓશવાળ, શ્રીમાલી, પોરવાડ અને નીમા એ મુખ્ય છે.

આવાં આવાં કારણોની અસર મુસલમાન રાજકર્ત્તાઓની જુલમી રાજનીતિને લીધે તથા અવિદ્યાને લીધે ઘણી થઈ, ને દહાડે દહાડે નાતોના ભેદ વધતાજ ગયા તથા તે ભેદો સજડ થતા ગયા. એ પ્રમાણે સ્થળભેદ, આચાર વિચારના ભેદ, ધંધાના ભેદ, તથા ધર્મના ભેદથી હાલ વર્ણવ્યવસ્થાની જે સ્થિતિ આપણે જોઇએ છીએ તે થઇ છે.

જે જે કારણોથી બ્રાહ્મણ વાણિયાની મુખ્ય નાતોના ભેદો પડ્યા અને અનેક નાતો બંધાઇ તેનાં તેજ કારણોથી ધંધાદારીની અને બીજી નાતોના પણ ભેદો પડ્યા છે ને તે નાતોની સંખ્યા પણ વધી છે.

જે જે સ્થળોના નામ ઉપરથી હાલની નાતોનાં નામ પડયાં છે તે તે સ્થળોનો ઇતિહાસ તપાસવાથી તથા બીજાં જે જે કારણોથી ભિન્ન ભિન્ન નાતો બંધાઈ છે તે તે કારણોનો સંબંધ તથા ઇતિહાસ

જોવાથી હાલની નાતો કેટલાં વર્ષથી થઇ હશે તેની કંઇક કલ્પના થઇ શકે છે. બધાં કારણો એકંદર રીતે ધ્યાનમાં લેતાં નાતોના કડકા થવાનું હજારેક વર્ષ ઉપર શરૂ થયું હશે એમ લાગે છે. પછી જેમ જેમ નવાં નવાં કારણો ઉત્પન્ન થતાં ગયાં તેમ તેમ નવી નવી નાતો બંધાતી ગઇ. જ્યારે નાતોની ઉત્પત્તિના કાળનો નિર્ણય કરવાની વાત કરીએ, ત્યારે કેટલીક નાતોની ઉત્પત્તિ સ્કંધ પુરાણમાં છે એ વાતનો પણ વિચાર કરવો જોઇએ. એ પુરાણના કાળનો નિર્ણય કરવાનું આ સ્થળ નથી, પરંતુ એ પુરાણની અસલ સ્થિતિ કેવી હશે તે વિચારવા જેવું છે. જો આ પુરાણ જુનું હોય તો તેમાં મૂળરાજના વખતમાં બનેલી હકિકત આવે નહિ, ને તે તેમાં છે માટે એ મૂળરાજના કાળ પછીનું હોવાનું અનુમાન થઇ શકે; અથવા તે સમય પહેલાંનું માનીએ તો મૂળરાજના સમયવાળી અને એવી બીજી નાતોની ઉત્પત્તિનો ઇતિહાસ તેમાં પાછળથી ઘોચી ઘાલેલો હોવો જોઈએ.[1]

એવી રીતે મૂળની ચાર નાતોના કડકા થઈ અનેક ભિન્ન ભિન્ન નાતો ઉત્પન્ન થઇ છે. આ અસલ ઉત્પત્તિ જોતાં હાલની નાતોને શાસ્ત્રનો આધાર નથી તથા તે બંધાવામાં ધર્મનો કંઈ સંબંધ નથી એમ પણ આપણી ખાત્રી થાય છે.

પ્રથમ અમે કહ્યું છે તેમ નાતો ગયા સૈકા સુધી દેશી સંચાથી ઘડાતી હતી, પણ હવે તો નાતો ઘડાવાનો વિલાયતી સંચો ચાલે છે, ને તેથી ઘણું કરીને દરરોજ નવી નવી નાતો ઘડાઇને બહાર પડતી જ જાય છે!

ચાર નાતોની વધારે નાતો, ને તે નાતોના પાછા પેટા વિભાગ શા કારણથી થયા તે બતાવવામાં આવ્યું. હવે એ પછી પાછા તે

---

૧ પ્રથમ કહેલો 'સુદર્શનનો વધારો', પૃષ્ટ ૧૧.

પેટા વિભાગનાય પેટાવિભાગ અને વળી તેનાય કડકા શા શા કારણોથી થયા તે તપાસીએ.

ગુજરાતમાં એક કહેવત છે કે 'નગરે વસંતા દેવતા, ગામે વસંતા માનવી, ને વગડે વસંતા રાક્ષસ.' એ પ્રમાણે મોટા શહેરની રહેણી કરણી ગામડાની રહેણી કરણી કરતાં સારી હોય છે તેથી શહેર સર્વને સારૂં લાગે છે. આવાં કારણોથી દરેક નાતમાં શહેરના રહીશો કુલીન ગણાવા લાગ્યા. ગામડાના લોકો શહેરમાં ચહાઇને દીકરીઓ આપવા લાગ્યા. પરંતુ શહેરના લોકો શહેરમાં ઉછરેલી પોતાની દીકરીને ગામડે આપવાનું પસંદ કરે નહિ, તેથી તેઓ પણ શહેરમાં ને શહેરમાં પોતાની દીકરીઓ નાંખવા લાગ્યા. આથી પરિણામ એ થયું કે શહેરના લોકોને બે બે ચાર ચાર બાયડીઓ મળવા લાગી, ને શહેરી વરનાં ઉપરા ઉપરી માગાં થવા લાગ્યાં; એટલે શહેરના લોકોએ વરના ભાવ કાઢયા, ને વરની પ્રથમ કિમ્મત લે ત્યારે કન્યા પરણવાનું કબુલ કરે એમ થયું. એ ભાવ કેટલીક મુદત પોષાયો પણ ખરો, ને વરોની કિમ્મત સારી ઉપજવા લાગી. શહેરીઓ તો વાયરે ચઢયા ને છાપરે જઇ બેઠા. એ તો બેતમા થયા. વહેવાઇ વ-ળોટને પજવવા લાગ્યા; ગામડાની વહુઓને દુઃખ દેવા લાગ્યા, ને ઘણી રીતે અભિમાનને લીધે અન્યાયથી વર્તવા લાગ્યા. ગામડાના લોકો અપમાન સહન કરે, બેતમાપણું સહન કરે, પૈસા આપે, ને પુષ્કળ ખર્ચે, તોપણ છોડીને તો સુખ નહિ, એટલુંજ નહિ પણ જો કર ક્રિયાવરમાં કે દાપાંમાં કે બીજો કંઇપણ નજીવો વાંધો પડયો તો પાધરીક શોક લાવીને બેસાડે। કાળે કરીને આ અનીતિની અવધી આવી, ગામડાના લોકોને લાગણી ઉત્પન્ન થઇ. તેમાં વળી શહેરમાં કન્યાઓ ઘસડાઇ જવાથી ગામડામાં સારાં સારાં ઘરના વર પણ કુંવારા

રહેવા લાગ્યા, એટલે તો ગામડાના લોકોની આંખો ખરેખરી ઉઘડી. તેમણે એ દુઃખનો ઉપાય શોધવા માંડયો, ને એ ઉપાય તે એકડા કે ગોળ કરવાનો સુઝયો. અમુક પાસે પાસેના ગામોના એક નાતના લોકોએ કન્યા મુકરર કરેલાં ગામોમાં મુકરર કરેલાં ઘરોમાંજ આપવા લેવાનો વ્યવહાર રાખવો, ને પોતાની નાતનો હોય તો પણ જે એકડામાં કે ગોળમાં ન હોય તેને કન્યા આપવી નહિ, એવો બંધ બાંધવામાં આવે તે એકડો કે ગોળ કે એવા બીજા નામથી ઓળખાયછે. ઘણી નાતોમાં હવે એવા એકડા બંધાયા, એકલે એક નાતના અનેક એકડા થયા. આ બાબતનું સ્પષ્ટીકરણ કરવા એક દૃષ્ટાંત વિશા ખડાયતાની નાતનું લેઇએ. એ નાતના એકડા કે તડનાં નામઃ અમદાવાદ, સૂરત, નડિયાદનાં ચાર તડ, ઉમરેઠ, નાંદોદ, કઠલાલ, કાનમ, ભાદરવા, જનોડ, મોડાસા, હળદરવાસ, છત્રી, વટવા, આદિ છે. વખતે એમાં કોઈ નામ રહી જતું પણ હશે. એ એકડાનો અર્થ એ થાય છે કે નડિયાદના એકડાવાળો પોતાના જ એકડાના લોકોમાં કન્યા આપવા બંધાયલો છે; તેનાથી ઉમરેઠના એકડાવાળાને કન્યા અપાશે નહિ ! હવે ખાધા ખવરાવ્યા શિવાય નડિયાદના વિશા ખડાયતામાં અને ઉમરેઠના વિશા ખડાયતામાં ઐક્યનું કારણ શું રહ્યું ? માત્ર ભાણા વ્યવહાર કે બીજું કંઇ ? વાણિયાની અન્ય નાતો સાથે પણ એજ વ્યવહાર, ને પોતાની નાતના પર એકડાવાળા સાથે પણ એજ, ત્યારે હવે નડિયાદના વિશા ખડાયતાની અને ઉમરેઠના વિશા ખડાયતાની એક નાત કેમ કહેવાય ! એ પ્રમાણે એકલા વિશા ખડાયતાની એક નાત તુટીને નાની નાની ઘણી નાતો થઇ છે. અમદાવાદની સો ઘરની નાત, સુરતની પચાશ ઘરની નાત, નડિયાદની દોઢસો દોઢસો ઘરની ચાર નાતો. એ પ્રમાણે જેટલા એકડા એટલી નાતો થઈ. હજી આ-

ટક્ષે અટકતું નથી. એમાંના એકાદ એકડામાં ટંટો પડે ને તડ પડે તો પાછી એ એકની બે નાતો થઈ. એમ પણ બન્યું છે, ને બનતું જાય છે! આવા એકડા કે ગોળ ઘણી નાતોમાં બંધાયા છે, ને જેમાં નથી તેમાં દહાડે દહાડે બંધાતા જાયછે. બ્રાહ્મણ, વાણિયા અને અન્ય વર્ણોમાં એટલે તમામ નાતોના જુદા જુદા એકડા થઇ કડકા થયા છે ને થતા જાયછે ને નાતોની સંખ્યા સુમાર વિનાની વધ્યેજ જાય છે. આ હાનિકારક પદ્ધતિની શરૂઆત ફક્ત આસરે સોએક વર્ષથી થએલી છે, એમ લાગેછે, કેમકે એવી નાતોમાં ગામડાની પ્રથમની શહેરમાં આપેલી છોડીઓ અથવા ગામડાના લોકોની શહેરના લોકો સાથેની બેન ભાણેજાંની સગાઇ હજી પણ જોવામાં આવેછે.

હવે આપણને હાલની વર્ણવ્યવસ્થા શાં શાં કારણોથી બંધાઇ તેનું કંઈક ભાન થાયછે; ને નાતો ઘડાવાનો વિલાયતી સંચો સતત્ ચાલુ છે એમ પણ સમજાયછે! આપણે એ પણ જોયું કે નાતોના જૂદા જૂદા ભેદને અને ધર્મને કંઇજ સંબંધ નથી!

જે કારણોથી આવી વર્ણવ્યવસ્થા બંધાઇ છે તે કારણો હાલ રહ્યાં નથી. હાલ રાજનીતિનો જુલમ નથી, હાલ પરદેશના વ્યવહારની સ્વપ્નામાં પણ ન આવે એટલી બધી અનુકુળતા થઇ છે, હાલ શહેરના અને ગામડાના લોકોના આચાર વિચાર બદલાઇ ગયા છે, હાલ સમયાનુસાર લોકોના ધંધા પણ બદલાતા જાયછે, એટલે હવે કયાં સબળ કારણો ઉપર ભેદોનો આધાર આપણે રાખી શકીએ એમ છે? બહુ તો માત્ર ધર્મનું કારણ હજી રહ્યું છે એમ ગણી શકાય; એ શિવાયનાં તમામ કારણો નાબુદ થયાં છે; એટલું જ નહિ પણ હવે પાછાં નવાં નવાં કારણો ઉત્પન્ન થતાં જાય છે, તેમાંનું એક તો એ કે કેળવણીનો પ્રસાર કંઇ નાતવાર કે શહેરવાર થતો નથી. શહેરનો કે ગા-

ભડાનો, આ નાતનો કે પેલી નાતનો, એમ જેને અનુકુળ આવે તે કેળવણીનો લાભ લે છે. એવા કેળવણી પામેલાની રહેણી કરણી ફરી જાયછે, ને તેમની તથા વગર કેળવાયલાની વચ્ચે એક મોટો ખાડ પડેછે. બે વર્ગ જુદા પડેછે, ને બંનેને એકબીજાની સાથેનો સંબંધ ચાલવતો નથી. ન ચાલવે એ સ્વભાવિક છે. ઘણીખરી નાતોમાં આમ થયું છે ને હજી બીજીમાં થતું જાય છે. હવે આનો ઉપાય થવાની જરૂર છે. એ વાત બંને વર્ગોના લાભની છે. વળી કેટલીક નાતોમાં કન્યાની પુષ્કળ છત, ત્યારે બીજી કેટલીકમાં પુષ્કળ અછત હોય છે. તેથી એવી બધી છતવાળી અને અછતવાળી નાતોના લોકોનો સંસાર સુધરતો નથી. એવી નાતોમાં જે ભાણા વ્યવહારવાળી નાતો હોય તેમાં જો કન્યા વ્યવહાર કરવામાં આવે તો એ બધી અડચણો દુર થાય.

વાંચનાર ! આ કારણોનો વિચાર કરો, ને તમારી ખાત્રી થાય કે હાલ જ્યાં ભાણા વ્યવહાર છે ત્યાં કન્યા વ્યવહાર નથી એ રીવાજ કંઇ સકારણ નથી, અને કન્યા વ્યવહારના સંબંધમાં જે અનેક ભેદ પડ્યા છે તે માત્ર વખતે વખતે સમયને અનુસરીને તથા રાજનીતિની અનુકુળતા કે પ્રતિકુળતા પ્રમાણે પડયા છે; હાલ તે કારણોનું અસ્તિત્વ રહ્યું નથી, અને હાલ જે વ્યવસ્થા બંધાઇ છે તે હાનિકારક છે તો જ્યાં રોટી વ્યવહાર છે ત્યાં બેટી વ્યવહાર કરવા તત્પર થઈ જાઓ એવી અમારી વિનતિ છે.

---

# વિભાગ ૨ જો.

## અર્વાચીન કાળ.

### પ્રકરણ ૩ જું.

**હાલની ભિન્ન ભિન્ન નાતોમાં અરસ્પરસ ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહારનો સંબંધ.**

---

એક નાતમાં નાત, કળિયે બીજી કીધી;
ગ્રહસ્થ ભિક્ષુક જાત, દીકરીઓ નવ દીધી.

કળિકાળનું વર્ણન—કૃષ્ણારામ.

જ્ઞાતિઓના કેટલા બધા વિભાગ પડ્યા છે તે બતાવવામાં આવ્યુ તેમ એ પ્રમાણે થવાનાં કારણો શાં શાં છે તેનો પણ વિચાર કરવામાં આવ્યો. હવે એ ભેદ કેઇ કેઇ બાબતોમાં પાળવામાં આવે છે તેનો વિચાર કરીશું.

ભિન્ન ભિન્ન નાતોમાં અરસ્પરસના ભોજન વ્યવહારના તથા કન્યા વ્યવહારના ભેદ એક સરખા નથી. ભોજન વ્યવહારની વાત કરતાં આર્યપ્રજા—હિંદુઓના ઝાઝા ભેદ પાડવાની કંઈ અગત્ય નથી. ગુજરાતી હિંદુઓના ભોજન વ્યવહારના સંબંધમાં નાગરો, બ્રાહ્મણો, મેશ્રી વાણિયા, શ્રાવક વાણિયા, પાંચા વાણિયા, ક્ષત્રિય, કણબી, રજપુત, સોની, સૂતાર, દરજી, માળી, મોચી, હજામ, કુંભાર, ભાવસાર, આદિ ધંધાદારોની નાતો એટલા ભેદ પાડી શકાય. બ્રા-

હ્મણોમાંથી બધી જાતના નાગરો, બાયડ નાગરો, વટલાવવાથી કે બીજાં કારણોથી બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થએલી હલકી વર્ણો—તપોધન કારટીઆ, રાજગોર, ભોજક, આદિ-બાદ કરતાં બાકી રહેલા તમામ જાતના ગુજરાતી બ્રાહ્મણો ઘણુંકરીને એક બીજાની સાથે ખાવા વ્યવહાર રાખે છે તેઓ એક બીજાનું ખાતાં કે પાણી પીતાં વટલાતા નથી. પરંતુ કન્યા વ્યવહારની બાબતમાં તેમ નથી. તેઓ એક બીજાની સાથે કન્યા વ્યવહાર રાખતા નથી. કન્યા વ્યવહાર પોત પોતાની જ નાતમાં અને કેટલીક નાતોમાં તો પોતાની નાતના પણ બધા માણસો સાથે નહિ પણ માત્ર પોતાના એકડામાં જ રાખવામાં આવે છે.

નાગરોમાં, વડનગરા કોઇનું ખાતા નથી. એટલે તેમનો એક વર્ગ જુદો પડે છે. તેમનામાં ગ્રહસ્થ, ડુંગરપુરા અને ભિક્ષુક એવા ત્રણ ભેદ છે; તેઓ અરસ્પરસ ભોજન વ્યવહાર રાખે છે, પણ કન્યા વ્યવહાર રાખતા નથી. વળી દેશમાં જેટલા વડનગરા નાગરો છે તેટલા બધા ભોજન વ્યવહાર રાખે છે, પણ કન્યા વ્યવહાર રાખતા નથી. એટલે ભોજન વ્યવહારના સંબંધમાં વડનગરા નાગરોનો એક વર્ગ છે એમ કહી શકાય, પણ કન્યા વ્યવહારના સંબંધમાં તેના ઘણા વર્ગ છે. પ્રથમ તો ત્રણ મોટા વિભાગ ગણાવ્યા તે, અને વધારામાં ગામવાર જેટલા થાય તે ખરા. વિસલનગરા, સાઠોદ્રા આદિ નાગરો બીજા બ્રાહ્મણોનું ખાતા નથી, પણ વડનગરા નાગરોનું ખાય છે, પણ કન્યા વ્યવહાર તો પોત પોતામાં જ રાખેછે, ને તેમાંય કન્યા વ્યવહારના સંબંધમાં ગામવાર જથા પડી ગયા છે તે ભેદ તો જુદા.

દરેક નાગરની નાતના સંબંધમાં બાયડ નાગરની નાત હોયછે. જે જે નાગરોમાંથી તેઓ નિકળ્યા છે તેમની સાથે કે બીજા બ્રાહ્મણોની સાથે તેઓને ભોજન વ્યવહાર નથી, તેમ કન્યા વ્યવહાર પણ

નથી. બધી જાતના બાયડો અરસ્પરસ્ પણ કન્યા વ્યવહાર રાખતા નથી. તે તો દરેક બાયડ પોત પોતામાં જ કરી શકેછે.

બ્રાહ્મણોની હલકી નાતોમાં પણ ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહાર પોતપોતાની નાતમાં જ છે; અન્ય વર્ણો સાથે અરસ્પરસ વ્યવહાર નથી.

એ ઉપરથી સાર એ નિકળે છે કે ભોજન વ્યવહારનો સંબંધ લેઇ બ્રાહ્મણના વર્ગ પાડીએ તો તે ઓછા થાયછે. નાગરોના જુદા જુદા વર્ગો, બાયડનાગરોના વર્ગો, કેટલીક હલકી વર્ણો અને પછી એકંદર બ્રાહ્મણોનો એક વર્ગ, એટલે લગભગ વિશેક ભેદ થશે. પરંતુ કન્યા વ્યવહારનું તેમ નથી તે સંબંધમાં તો જેટલી નાતોની સંખ્યા અમે બતાવી છે તેટલા ભેદ છે, એટલે એ ભેદ એટલા બધા છે ને વળી વધતા જાય છે કે તેની યથાર્થ સંખ્યા આપી શકાતી નથી.

વાણિયામાં મેશ્રી વાણિયાનો એક મોટો વર્ગ છે. તેમાંથી વિશા નાગર વાણિયા, પાંચા, અને કન્યાની અછતથી ઉત્પન્ન થએલી કેટલીક નાતો બાદ કરતાં બાકીની તમામ મેશ્રી વાણિયાની નાતોમાં અરસ્પરસ ભોજન વ્યવહાર છે, પણ કન્યા વ્યવહાર બિલકુલ નથી. વાણિયાનો બીજો વર્ગ શ્રાવકોનો છે. તેઓની જુદી જુદી નાતોમાં અરસ્પરસ ભોજન વ્યવહાર છે, ને કંઇ કંઈ કન્યા વ્યવહાર પણ જોવામાં આવેછે. વાણિયાઓમાં પોરવાડ, શ્રીમાલી અને નીમા વાણિયાઓની હકિકત કંઈક જુદી છે. એ ત્રણે નાતોમાં મેશ્રી અને શ્રાવક બંને જાત હોયછે. એ બધા ધર્મનો ભેદ રાખ્યા વિના કન્યા વ્યવહાર પણ કરતા હતા. હાલમાં ધિમે ધિમે એ લાભકારી વહિવટ બંધ થતો જાયછે, ને હવે મેશ્રી મેશ્રીમાં અને શ્રાવક શ્રાવકમાંજ કન્યા વ્યવહાર રાખેછે. જેઓમાં એવો બંદોબસ્ત હજી નહિ થયો હોય તે-

ઓમાં દિનપર દિન થતો જાયછે. જ્યારે કન્યાઓ આપવામાં આવતી ત્યારે કન્યાને પોતાના સસરાના ઘરનો ધર્મ સ્વિકારવો પડતો; એટલે જો મેશ્રી કન્યા હોય ને શ્રાવકમાં આપી હોય તો તે સાસરે જઈ કંઠી તોડી નાંખે, અને શ્રાવક કન્યા મેશ્રીમાં આપી હોય તો સાસરે જઈ કંઠી બાંધે, એમ ચાલતું. આજે એ નાતોમાં ઘણાંય એવાં કુટુંબ છે કે શ્રાવકનું મોશાળ મેશ્રીને ઘેર હોય અને મેશ્રીનું મોશાળ શ્રાવકને ઘેર હોયછે. એ પ્રમાણે એકજ નાતમાં એટલે શ્રીમાલી, શ્રીમાલીમાં અને પોરવાડ પોરવાડમાં ધર્મભેદ છતાં કન્યા આપતા લેતા એટલુંજ નહિ, પણ પોરવાડ, શ્રીમાલીમાં કન્યા આપતા લેતા અને શ્રીમાલી, પોરવાડમાં કન્યા આપતા લેતા હતા. કાઠીઆવાડમાં શ્રીમાલી તથા પોરવાડનો મોટો જથો છે, તેઓ અરસ્પરસ કન્યા વ્યવહાર રાખેછે, ને ગુજરાતમાં હજીપણ વખતે વખતે એ બે નાતોમાં અરસ્પરસ કન્યા અપાય લેવાય છે. પરંતુ ગુજરાતમાં દહાડે દહાડે એ વહિવટની વિરૂદ્ધ વલણ થતું જાયછે.

ક્ષત્રિયોના વર્ગમાંથી રજપુત, કાઠી આદિ બાદ કરીએ તો પછી તેમના ઝાઝા ભેદ રહેતા નથી. રજપુતાદિ ક્ષત્રિયોથી તદન જુદા પડી ગયા છે, ને તેમનામાં પણ કન્યા વ્યવહારના સંબંધમાં અનેક ભેદ કુળાદિ કારણોને લીધે પડ્યા છે.

કણબી અને બીજા ધંધાદારીઓની નાતોની પણ એજ વ્યવસ્થા છે. એટલે એકજ નાતના લોકો પેટા નાતો છતાં અરસ્પરસ ખાધા ખવરાવ્યાનો વ્યવહાર રાખે છે ખરા, પણ પેટા નાતોમાં અરસ્પરસ કન્યા વ્યવહાર નથી.

કેટલીક બ્રાહ્મણની અને કેટલીક વાણિયાની નાતોમાં, તેમજ ધંધાદારીની નાતોમાં પણ ગોળ, સંભા કે એકડા બંધાયા છે. તેમાં

એકાદ ગોળ, સંભા કે એકડાવાળા પોતાની નાતના પર એકડાવાળાની સાથે ભોજન વ્યવહાર રાખે છે ખરા, પરંતુ કન્યા વ્યવહાર પોતાની નાતના લોકો હોય પણ જો તે પર એકડાના હોય તો તેમની સાથે પણ રાખતા નથી; માત્ર પોતાના એકડામાં જ રાખે છે.

ભોજન વ્યવહારના સંબંધમાં વિશેષ્ય જાણવાનું એ છે કે એના નિર્ણયસારૂ ચઢતા ઉતરતી વર્ગ ગણાય છે. વડનગરા, અન્ય નાગરો, બ્રાહ્મણો, વાણિયા કે ક્ષત્રિય, અને પછી કણબી તથા બીજી નાતો એ અનુક્રમ ચઢતા ઉતરતી દરજ્જાનો છે; એટલે સમજવાનું એ છે કે ચઢતા ગણાતા વર્ગવાળાનું ઉતરતા ઉતરતા ગણાતા વર્ગવાળા ખાય છે, પરંતુ ઉતરતા ગણાતા વર્ગવાળાનું ચઢતા ગણાતા વર્ગવાળા ખાતા નથી; વડનગરાનું બધાય ખાય, પણ તેઓ કોઇનું ખાય નહિ, વિસલનગરા કે સાઠોદ્રા, વડનગરાનું ખાય, પણ બીજા કોઇનું ખાય નહિ. ત્યાર પછી બ્રાહ્મણો ગણાય છે, તેઓ નાગરોનું ખાય છે, પણ વાણિયા, ક્ષત્રિય કે તેથી ઉતરતા ગણાતા વર્ગવાળાનું ખાતા નથી; વાણિયા, નાગરો તથા બ્રાહ્મણોનું ખાય, પણ ક્ષત્રિય, કણબી કે બીજી નાતોનું ન ખાય; ક્ષત્રિય, પણ નાગરો તથા બ્રાહ્મણોનું ખાય, પણ વાણિયા અને તેથી ઉતરતી નાતોનું ખાય નહિ. ત્યાર પછીની નાતોવાળા એટલે કણબી અને બીજી નાતોના લોકો નાગરથી માંડીને પોતાનાથી ચઢતા ગણાતા બધા વર્ગવાળાનું ખાય છે. ધંધાદારીની તમામ નાતોના લોકોપણ અરસપરસ ભોજન વ્યવહાર રાખતા નથી. તેઓ ચઢતા વર્ગવાળાનું ખાય, પણ પોતાના જેવી નાતોવાળા સાથે તો ઉંચા નિચાનો ભેદ રાખે છે. આ બધી વ્યવસ્થા એટલી તો ગુંચવણ ભરેલી છે કે તેનું ખરૂં ચિત્ર પાડી શકાય એમ નથી, અને તે સંપૂર્ણ અભ્યાસ વિના સમજાય એમ પણ નથી.

ઉપર પ્રમાણે તપાસતાં એમ માલમ પડે છે કે ભોજન વ્યવહારને માટે જે ભેદ પડ્યા છે તેની સંખ્યા નાની છે, પરંતુ કન્યા વ્યવહારને માટે જે ભેદ પડ્યા છે તેની સંખ્યા ઘણી જ મોટી છે. નાતોની સંખ્યા વિશે લખતાં અમોએ બતાવ્યું છે કે એ સંખ્યાની નિશ્ચિત ગણતરી કરવી મુશ્કેલ છે, એટલું જ નહિ પણ તેની કલ્પના સરખી વાસ્તવિક રીતે થઇ શકે નહિ; કેમકે દહાડે દહાડે એ સંખ્યા વધતીજ જાયછે.[૧] બ્રાહ્મણ, વાણિયા, ધંધાદારી અને ક્ષત્રિયાદિની તમામ જુદી જુદી નાતોની સંખ્યા હજાર ઉપરાંતની કહીશું તો તે બિલકુલ અતિશયોક્તિ નહિ કહેવાય. નાતોના ભેદનો આધાર **જન્મ** ઉપર છે એમ કહેવામાં આવેછે, પરંતુ હવે એકલા **જન્મ** ઉપર છે એમ કહેવું યથાર્થ નથી, તેનો આધાર **જન્મ** ઉપર તથા **કન્યા વ્યવહાર** ઉપર છે એમ હવે સ્પષ્ટ સમજાયું હશે.

ગુણ કર્મ કોરાણે રહ્યાં, ધંધા પણ કોરાણે રહ્યા, ને નાતો જુદાજ પાયા ઉપર બંધાઈ ગઇ. આ વ્યવસ્થાના કેવાં હાનિકારક પરિણામ થયાં અને તેના ઉપાય યોજવાની કેટલી અગત્ય છે એ બાબતનો વિચાર હવે કરીશું.

---

૧ 'સિદ્ધાંત સાર'માં મી૦ મણિલાલ કહેછે કે "ચાલતા કળિકાળની ઘોર અનીતિમાં, એ જાતિઓ હજુ કેટલી વધશે, ને ક્યાં સુધી આપણને અધોગતિએ ઉતારશે, તે કોણ કહી શકે એમ છે?" પૃષ્ટ ૫૭.

---

# વિભાગ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

**વર્ણભેદના વિસ્તારથી અને વિશેષે કરી કન્યા વ્યવહારના સખત પ્રતિબંધથી નીપજતાં માઠાં પરિણામ.**

આપણે જોયું કે વર્ણભેદના વિસ્તારનો કંઇ પાર રહ્યો નથી. ને અમને ભય રહે છે કે આની આ વ્યવસ્થા ચાલુ રહી તો હજી કલ્પનામાં પણ ન આવે એટલો વિસ્તાર વધશે. ઘણીક નાતો ટુંકી ટુંકી થતાં થતાં લય પામીછે, કેટલીક લય પામવાની તૈયારીમાં છે ને ઘણીક પચ્ચાશ પચ્ચાશ ઘરની ને કેટલીક તો તેથી પણ ઓછાં ઘરની નાતો થઈ ગઇ છે. આવો વિનાશકારી પરિણામ થતો અટકાવવો એ અવશ્યનું છે. વર્ણભેદનો વિસ્તાર કન્યા વ્યવહારના કારણથી વધ્યો છે, ને વધતો જાયછે. જેમ જેમ કન્યાનો પ્રતિબંધ વધતો જાય છે, તેમ તેમ નાતોની સંખ્યા વધતી જાયછે. આ સ્વઘાતક નીતિથી ઘણાં માઠાં પરિણામ થયાં છે, એમાંના મુખ્ય મુખ્યનું વિસ્તારથી વિવેચન કરવાની જરૂર છે. નાતોની વસ્તિનો ક્ષય, સંસાર સુખનો વિનાશ, સારી પ્રજાની ઉત્પત્તિની હાનિ, છોકરાંના સુખની હાનિ, બાળલગ્ન, કન્યાવિક્રય, સાટાં ત્રેખડાં, વરવિક્રય, કજોડાં, વૈધવ્ય, અનીતિની વૃદ્ધિ, અને છેવટ એક પ્રજાના ઐકયની હાનિ એ બહુ ભયંકર પરિણામો છે.

**૧. નાતોની વસ્તિનો ક્ષય**:—દહાડે દહાડે ઘણીક ટુંકી ટુંકી થઇ ગયેલી નાતોની વસ્તિ ઘટતી જાયછે, એમાં કંઈ શક નથી.

સાધારણ રીતે તપાસ કરતાં જ આ વાતની ખાત્રિ થાયછે. એમ કરતાં કરતાં કેટલીક નાતો છેક પાયમાલીની તૈયારી ઉપર આવી ગઈ છે. અમદાવાદમાં વાયડા વાણીઆનાં ફક્ત પંદર કે વિશ ઘર છે. તેમજ ખડાયતા બ્રાહ્મણનું થયુંછે ને તે થતું જાયછે. અમદાવાદમાં તેમનાં થોડાંક વર્ષ ઉપર પંદરેક ઘર હતાં, તે ઘટતાં ઘટતાં હાલ ચાર પાંચ ઘર ઉપર આવીને અડયુંછે. પ્રશ્નોરા ને કશ્નોરા નાગરો કેટલા ઓછા થઈ ગયા છે, ને ચિત્રોડાનું તો નામ પણ સંભળાતું નથી. એ પરિણામ નાતોના ભેદનો વિસ્તાર વધવાથી થયુંછે. નાતોનો વિસ્તાર વધતો જવાનું મુખ્ય કારણ કન્યા વ્યવહાર છે. કન્યાઓની અછત મટાડવાના હેતુથી વાડા બાંધવામાં આવ્યાછે, ને હજી બંધાતા જાયછે, પરંતુ તે હેતુ એ પ્રમાણે કરવાથી કંઈ પાર પડતો નથી. કન્યાની અછત કેટલાકમાં તો એમ કરવાથી ઘટવાને બદલે વધી પડી; ઘણા કુંવારા રહેવા લાગ્યા ને એમ કરતાં કરતાં બે ત્રણ પેઢીએ નાતોની ક્ષીણતા થવા માંડી.

૨. **સંસાર–સુખનો વિનાશઃ**—આપણું સર્વસ્વ નાશ પામ્યું તેની જોડે સંસાર–સુખ પણ નાશ પામ્યું. એમ થવાનાં બીજાં પણ કારણો છે, પરંતુ નાતોના ભેદના વિસ્તારે એ પરિણામ આણવામાં કંઇ ઓછું કામ કર્યું નથી. જ્યાં કન્યા લેવાનું તથા આપવાનું ક્ષેત્ર નિયમિત હોય, ને મન માનતાં જોડાં બંધાવાનો સંભવ ઓછો હોય, ત્યાં સંસાર–સુખ શી રીતે વધે? વધે નહિ, એટલુંજ નહિ, પણ તે ઘટે તેમાં કંઈ નવાઇ નથી.

૩. **સારી પ્રજાની ઉત્પત્તિની હાનિઃ**–નાતોના ભેદના વિસ્તારનું આ બહુ ભયંકર પરિણામ છે. દહાડે દહાડે પ્રજા નબળી, નિર્માલ્ય,

ને પાણી વિનાની થતી જાયછે તેનું શું કારણ? નાતોના ભેદ વધવાની સાથે કન્યાની કાળજી વધવા લાગી, ને એ કાળજીનું પરિણામ એ આવ્યું કે કન્યા વ્યવહારને માટે જ નાતોની પેટાનાતો, એકડા, ગોળ, વાડા, બાંધ્યા; પરંતુ એ કાળજી ઓછી થઇ નહિ, પણ ઉલટી વધી ને જેમ જેમ તે વધતી ગઇ તેમ તેમ નાતો પણ વધતી ગઇ. એક નાતની જેમ જેમ બહુ નાતો થતી ગઇ તેમ તેમ તે નાતો નાની નાની થતી ગઈ. કન્યા આપવા લેવાનું ક્ષેત્ર જેમ નાનું તેમ તે આપવા લેવાની કાળજી ને મુશ્કેલી વધારે એ મુશ્કેલીને લીધે ન ચાલે કન્યાઓ પ્રતિબંધ કરેલાં સગાંમાં પણ આપવી પડેછે. દાકતર 'વેસ્ટ,' નામનો એક અંગ્રેજ શસ્ત્ર વૈદ્ય કહેછે કે "માંદલાં બાળકો થવાનાં તથા તેમનાં અકાળ મૃત્યુ થવાનાં કારણો પૈકી પાસ પાસેનાં સગાંમાં લગ્ન વ્યવહાર, એ પણ એક છે." એટલે જેમ જેમ પાસેનાં સગાંમાં લગ્ન વ્યવહાર તેમ તેમ સારી પ્રજા ઉત્પન્ન થવાનો સંભવ ઓછો. આ વિદ્વાન્ ગ્રહસ્થનો અભિપ્રાય ખરો છે એમાં કંઇ શક નથી. આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ સગાઇની અમુક હદ સુધી લગ્ન કરવાનો પ્રતિબંધ કર્યો છે, તેથી પણ એ મતને પુષ્ટિ મળે છે. આ અનીતિ ઘણીક નાતોમાં થાયછે ને દહાડે દહાડે તે થવાનો સંભવ વધતો જાયછે. આ બાબતમાં અમારા અભિપ્રાયની પુષ્ટિમાં અમદાવાદના ઓસવાળ શ્રાવક વાણિયાની નાતનો દાખલો ઘણી સારી રીતે કામ લાગશે. એ નાતનાં અમદાવાદમાં આસરે ચારસેં ઘર છે, પરંતુ તેમાં જે શ્રીમંતો છે તે શ્રીમંતોને ઘેરજ સ્વભાવિક રીતે કન્યા આપવાનું પસંદ કરેછે, તેથી તેવાઓને તો કન્યા આપવા લેવાનું ક્ષેત્ર છેકજ નાનું છે. આથી પરિણામ એ થયું કે તેમનામાં કન્યાઓ પાસે પાસેનાં સગાં વહાલાંમાં અપાયછે ને સામા સામી પણ અપાયછે. આ

રિવાજ ઘણો હાનિકારક છે એમ એ વર્ગના સમજુ ગ્રહસ્થોના સમજવામાં આવ્યું પણ છે, પરંતુ હજી તે બાબતનો કંઇ જલદી ઈલાજ કરવાના પ્રયત્ન થતા નથી એ ખરેખર ખેદકારક છે. એ પ્રમાણે લગ્ન, પાસેનાં સગાંમાં થાય, અણુ ચાલ્યે ને ન ગમતાં પણ થાય, ને પસંદગીનો કંઈજ સંભવ ન રહે, ત્યારે સારી પ્રજા થવાની આશા શી રીતે રાખવી? અમે નથી ધારતા કે આપણા લોકોની ને તેમાંય વિશેષે કરી ગુજરાતી લોકોની પ્રજા સારી ઉત્પન્ન થતી નથી, એ સિદ્ધાંત સર્વમાન્ય ન હોય. એ સિદ્ધાંત પ્રત્યક્ષ પ્રમાણ જેવો છે. લગાર વિચાર કરતાં ને અવલોકન કરતાં તરત એમ માલમ પડી આવશે કે આપણી પ્રજા સારી થાયછે એમ બિલકુલ કહી શકાય તેમ નથી. પરંતુ એ હાનિ દહાડે દહાડે વધતી જાયછે. આજથી સો કે પોણોસો વર્ષ ઉપર જેવી પ્રજા હતી, તેના કરતાં ત્યાર પછીની પ્રજા થઈ તે, તેથી પણ નબળી ને દરેક વાતે ઉતરતી થઈ, ને ત્યારપછીની આપણા બાપ વખતની પ્રજા એથી પણ કંઇક વધારે નિર્બળ, ને ઉતરતી, ને આપણા વખતની તો એથી પણ અધિક નિર્બળ ને ઉતરતી, ને હવે પછીની વળી તે કરતાં પણ અધિક અધિક નિર્બળ ને ઉતરતી થતી જાયછે. એ પરિણામ, નાતોના ઘણા ભેદ પડ્યા ને કન્યા આપવા લેવાનું ક્ષેત્ર નાનું નાનું થતું ગયું તેથી આવ્યું છે એમાં લગાર પણ સંદેહ નથી.

૪. **છોકરાંના સુખની હાનિઃ**—છોકરાંના સુખની હાનિનું તો કહેવાનુંજ રહ્યું નથી. જે જનમંડળમાં છોકરાંનાં લગ્ન કરવામાં માત્ર તેમનાં માબાપો ફક્ત કહેવાતું કુળ, કે પૈસા, કે પોતાનો સ્વાર્થ જુએ તેમાં બિચારાં છોકરાંના સુખની શી આશા રાખવી! તેમાંય વળી કન્યા આપવા લેવાનાં ક્ષેત્ર નાનાં નાનાં હોય ત્યારે તો કન્યા આપ-

તાં લેતાં કદિ કોઈની યોગ્યાયોગ્ય જોવાની ઇચ્છા થાય તોપણ શી રીતે જોવાનું બને? માટે આવા કન્યા વ્યવહારના પ્રતિબંધથી છોકરાંના સુખનો વિચાર થવાનો બિલકુલ સંભવ રહેતો નથી.

૫. **બાળલગ્નઃ**—આ હાનિકારક, દુષ્ટ અને ભયંકર રૂઢીનું મૂળ આપણને અહીં જડેછે, જેમ જેમ કન્યાની કાળજી વધતી ગઇ, તેમ તેમ નાતો પણ વધતી ગઈ, એટલું જ નહિ પણ બીજી ઘણી હાનિકારક અને પરિણામમાં ભયંકર એવી રૂઢીઓ દાખલ થતી ગઇ. એ રૂઢીઓ પૈકીની એક બાળલગ્નની રૂઢી છે. કન્યાની કાળજી વધે એટલે જલદી જલદી કન્યા મેળવવાના પ્રયત્ન થાય ને એમ કરતાં ઉમ્મર બુમ્મરની વાત બાજુ ઉપર રાખી કન્યા બોટી લેવાનો વહિવટ દાખલ થાય એમાં કંઈ આશ્ચર્ય નહિ. આ પ્રમાણે ધિમે ધિમે બાળલગ્નનું જોર વધવા લાગ્યું ને હાલતો તેની નિરંકુશ સત્તા ફેલાઇ ગઇ છે. આ દુષ્ટ રિવાજથી આપણી પ્રજાને જે હાનિ થઇ છે તે ઘણીજ ભયંકર છે. તેનો વિચારજ માત્ર માણસનું માથું ફેરવી નાંખેછે, ને ઘણો ખેદ ઉત્પન્ન કરેછે.

આપણી શારિરિક કે માનસિક નિર્બળતા, આપણા સંસારસુખ અને વૈભવની હાનિ, આપણી સંસારિક સ્થિતિની ઉતરતી દશા, અને પરિણામે આપણી ધાર્મિક અને રાજકીય સ્થિતિની પડતીનું એક બીજ બાળલગ્ન છે. આવી દુષ્ટ અને હાનિકારક રૂઢી દાખલ થઇ, તે ચાલી, ને દહાડે દહાડે તેનો પ્રસાર વધતો ગયો, એ બધાનું કારણ કન્યાની વધતી જતી કાળજી, ને નાતોની વધતી જતી સંખ્યા છે.

૬. **કન્યાવિક્રયઃ**—આ દુષ્ટ ને હાનિકારક રૂઢી પ્રત્યે તિરસ્કાર બતાવવા કિયા શબ્દો વાપરવા તે અમને બરાબર સુઝતું નથી. એ રૂઢીમાં ને ગુલામગીરીની રૂઢીમાં કંઇજ ફેર નથી. ગુલામોને જેમ

તેમના માલિકો વેચેછે તેમ આ દેશમાં છોડીઓને તેમનાં માબાપો વેચેછે. જ્યાં પૈસા લેવા તરફજ ધ્યાન હોય ત્યાં છોડીનો સ્વાર્થ શી રીતે જોવાય! પૈસાની ખાતર છોડી ગમે ત્યાં આપવામાં આવેછે. આ હાનિકારક રૂઢીનું મૂળ પણ નાતોના ભેદનો અતિ વિસ્તાર છે. જેમ જેમ એ ભેદ વધતા ગયા, તેમ તેમ કેટલીક નાતોમાં કન્યાની અછત વધતી ગઇ. કન્યા ન મળે, એટલે તે મેળવવા ગરજાઉ લોકો કન્યાનાં માબાપને લલચાવવા પૈસા આપે. એમ કરતાં કન્યાના ભાવ નિકળ્યા. કેટલીક નાતોમાં એ ભાવ ધિમે ધિમે વધતો ગયો, ને એવું થયું કે હરાજીની માફક જે વધારે પૈસા આપે તે કન્યા લે! અરે રે! કેટલી અધમતા! હદ વળી ગઇ!

૭. **સાટાં, ત્રેખડાં**, ઈત્યાદિઃ—કન્યાઓના વધતા જતા પ્રતિબંધથી સાટાં, ત્રેખડાં દાખલ થયાં છે. સાટાં એટલે સામસામી કન્યા આપવા લેવાનો વ્યવહાર, અને ત્રેખડાં એટલે ત્રણ જણા અરસપરસ કન્યા આપે લે એટલે ત્રણ વર ને ત્રણ કન્યાઓ ઢંકાય; ને તેજ પ્રમાણે ચાર કન્યાઓ અને ચાર વર ઢંકાય તેને ચોખડુ કહેછે. આ પણ કન્યાનો વ્યાપારજ છે. કન્યા વિક્રયમાં કન્યાનું વેચાણ પૈસા લેઇ કરવામાં આવેછે. બંનેમાં માલિક—આવો વેપાર કરનાર કન્યાના બાપને તેનો બાપ કહેવો યોગ્ય નથી માટે માલિક—ની નજર, કન્યા કયાં પડેછે તે જોવા કરતાં તેનું મૂલ શું ઉપજે છે તે જોવા ઉપર વધારે રહેછે. આ વહિવટ ઘણો હાનિકારકછે. એમાં છૈયાં છોકરાંનું સુખ જોવાનો બિલકુલ સંભવ રહેતો નથી. આ રિવાજથી પરિણામ એ થાય છે કે છોકરાને માટે કન્યા લેવાના સ્વાર્થ સારૂ છોકરીને ગમે ત્યાં ઝીકી દેવામાં આવેછે. જ્યાં આવો વહિવટ ચાલે ત્યાં સંસાર—સુખની અને નીતિની હાનિનું શું કહેવું! કન્યાઓનો વ્યવહાર અમુક હદમાં

રાખવાના હેતુથી એકડા કે ગોળ બાંધવામાં આવ્યા છે ને હજી પણ આવતા જાય છે. પરંતુ અનુભવથી માલમ પડે છે કે એ ઉપાયથી મૂળ હેતુ પાર પડતો નથી ને કન્યાની અછત તો એવીને એવી રહેછે, કે વખતે વધે છે, ને ઉલટી બીજી માઠી રૂઢીઓ દાખલ થઇછે ને થતી જાયછે. સાટાં, ત્રેખડાં આદિ કરવાનો દુષ્ટ રિવાજ કન્યાની અછત, અને તે મેળવવાની વધતી જતી કાળજીથી દાખલ થયો છે, ને એ બધું કન્યા વ્યવહારનાં ક્ષેત્રો નાનાં નાનાં હોવાથી થયું છે.

ઘણીક નાતોની અને ઘણાક એકડાઓની સ્થિતિ એવી થઇ ગઈ છે કે તેમાં કન્યાવ્યવહાર માત્ર પૈસાથી અને સાટાંથીજ કરવામાં આવેછે. માથા સાટે માથું મળે એવો વખત ઘણી નાતોનો આવ્યો છે. આ ઉપરથી એક કહેવત ચાલીછે કે 'ફૂળ પેઠું કોઠીએ, ને બુજ ગઇ બળી; જેના ઘરમાં કન્યા હતી, તેને કન્યા મળી!

હાલની વર્ણવ્યવસ્થાનો તમામ આધાર કન્યા વ્યવહાર ઉપર છે. કન્યા વ્યવહારને માટે નાતો દહાડે દહાડે વધતી જાય છે, ને કન્યા વ્યવહારના પ્રતિબંધ પણ દહાડે દહાડે વધતા જ જાયછે, ને તેના પરિણામમાં આપણી સંસારિક સ્થિતિ બગડતી જાય છે. જે સંસાર-મંડળમાં બાપ છોકરીઓને ગુલામની માફક વેચે તથા અદલો બદલો કરે તે સંસાર મંડળની સ્થિતિ વિષે શું કહેવું તે સુઝતું નથી. આતો અધમતાની હદ વળી ગઇ!

૮. **વર વિક્રય:**—જેમ કેટલીક નાતોમાં કન્યાઓ વેચાય છે, તેમ બીજી કન્યાઓની છતવાળી કેટલીક નાતોમાં વર વેચાય છે. કન્યાની છત હોવાથી કહેવાતા કુલીનોને માટે કન્યા તરફથી ઉપરા ઉપરી માગાં થાયછે; એટલે કુલીન વરો કે તેમના પિતાઓ પોતાના કે પોતાના

પુત્રોના ભાવ ઠરાવેછે ને જે વધારે પૈસા આપે તેની કન્યા લે છે. એ પૈસા પહેરામણી, દેજ, વાંકડો ઇત્યાદિ નામથી લેવામાં આવે છે. આવા વ્યવહારમાં વર કે કન્યાની યોગ્યતાનો વિચાર શી રીતે થાય? થતો પણ નથી. એથી આ વ્યવહારથી અનેક કજોડાં થાયછે, ને સંસાર-સુખની ઘણી હાનિ થાયછે. જેમ બાળલગ્ન, કન્યાવિક્રય આદિ કન્યાની અછતના પરિણામ છે, તેમ વરવિક્રય, કન્યાની છતનું, ને વરની અછતનું પરિણામ છે. તેથી હાલ કેટલીક નાતમાં કન્યાની અછત છે, ત્યારે કેટલીક નાતમાં વરની અછત છે. હવે જો આવી બંને નાતોને કન્યાવ્યવહાર હોય તો કન્યાની અને વરની અછત મટી જાય.

૯. **કજોડાં**:—સ્ત્રી પુરૂષમાં એકબીજાની કોઈ પણ પ્રકારની પ્રતિકુળતા હોય, ત્યારે કજોડું થાય છે. સ્ત્રી મોટી હોય અને ધણી નાનો હોય, અથવા સ્ત્રી છેકજ બાળક હોય ને ધણી ઘણોજ બુઢો-ઘોરજોગ-હોય, એ વયની પ્રતિકુળતાથી થયેલાં કજોડાં છે; સ્ત્રી વિદ્વાન્ હોય ને વર ઠૂંઠાં હોય, અથવા વર વિદ્વાન્ હોય ને સ્ત્રી કક્કો પણ જાણતી ન હોય એ વિદ્યાની અસમાનતા, સ્ત્રી સારા સ્વભાવની ને વર દુષ્ટ અથવા વર સારા સ્વભાવનો ને સ્ત્રી દુષ્ટ હોય એ સ્વભાવની અસમાનતા, એવી એવી ઘણી પ્રકારની અસમાનતાથી કજોડાં થાયછે. આવાં કજોડાં થાય એ પદ્ધતિ હાનિકારક છે એમાં કંઇ શક નથી. તપાસ કરતાં આવાં કજોડાં ઘણાં થાયછે એમ માલમ પડી આવ્યા વિના રહેતું નથી. ઘણાં થોડાં, અરે, છેક જ થોડાં જોડાં અનુકુળતાવાળાં હોય છે! આ હાનિકારક પરિણામ શાથી નિપજેછે? કેટલીક પ્રકારનાં કજોડાં થવાનાં કંઇક વિશેષ્ય કારણ હોયછે. અનાવળા દેશાઇઓમાં, કુલીન પાટીદારોમાં, અને બીજી કેટલીક ના-

તોમાં પણ વર નાનો ને કન્યા મોટી એવાં સ્યામજીડાં થવાનું મુખ્ય કારણ ખોટું કુળાભિમાન હોય છે, છેક જ મડાને મીંઢળ બાંધવાનું કારણ કન્યા વિક્રય છે, પરંતુ સામાન્ય રીતે બોલતાં બીજી ઘણી ખરી જાતનાં કજોડાં તો પસંદગીનું ક્ષેત્ર નાનું હોવાથી થાય છે; ને એ ક્ષેત્ર નાનું શાથી હોયછે ? માત્ર નાતોના ભેદનો વિસ્તાર વધવાથી.

૧૦ **વૈધવ્ય**:—સંસારમાં સ્ત્રીને વૈધવ્ય સમાન દુઃખ શું છે ? કંઈ જ નથી. સ્ત્રી વિધવા થઇ એટલે શું થયું ? અરે, એ તો સંસારમાં એક જનાવર કરતાં પણ ભુંડી થઇ. પશુને જેટલું સુખ લભ્યછે તેટલું પણ તેને પ્રાપ્ય નથી. તે આ સંસારમાં નકામી થઈ ! તેણે સ્ત્રીપણુંજ ભુલી જવું જોઈએ, તેણે કોઇ પણ જાતની ઇચ્છા રાખવી ન જોઇએ,તેણે આહાર વિહારના, પહેરવા ઓઢવાના, સુવા બેસવાના ને ટુંકામાં તમામ જાતના વૈભવ તજવા જોઇએ. તેણે ઓશિયાળો અવતાર કાઢવો જોઇએ. તેણે ધંધોધારી કરીને, સગાં વહાલાનાં મન રાખીને તથા ખુશામત કરીને કુટુંબમાં માથું મારી રહેવું જોઈએ. તેણે સર્વ પ્રકારની ઉમદા વૃત્તિઓ પોતાનામાં ઉત્પન્ન થવા દેવી ન જોઇએ, જેમ શૂદ્રને વેદનો અધિકાર નહિ તેમ તેને પ્રીતિદેવીની ભક્તિનો અધિકાર નહિ ! કેટલી અધમ સ્થિતિ ! આ બિચારીઓના દુર્દૈવનો કંઇ કાંઠો છે ! આજ કાલ કેટલાક એમ કહે છે કે ના, ના, અમારા દેશની વિધવા સ્ત્રીઓની હાલત કંઈ ભુંડી નથી; તેઓ પોતે પોતાની હાલતથી અસંતોષી નથી. આ તો આજ કાલના સુધારાવાળા એમની સ્થિતિ કાળી ચિતરે છે, બાકી તે તો બિલકુલ કાળી નથી ! આ બધું પરદેશીઓના આગળ મતભેદના ભય શિવાય કહેવાનું સહેલું છે. જેઓએ આપણી સંસારિક સ્થિતિનો અભ્યાસ કર્યો નથી ને જેઓને આપણી

ખરી અંતઃસ્થિતિ માલુમ નથી તેઓ એ કહેવું સાંભળશે ને વખતે ભુલ થાપ પણ ખાશે ! પરંતુ જેઓને એ બાબતની ખરેખરી માહિતી છે તેઓ કેમ છેતરાશે ! આ કેવી જાતનું સ્વદેશાભિમાન ! શું ખરાને ખરૂં ન કહેવામાં સ્વદેશાભિમાન રહ્યું છે ? શું દુઃખ છતાં સુખનો મિથ્યા ગર્વ કરવામાં સ્વદેશાભિમાન રહ્યું છે ? ને શું કાળાને કાળું કહેવાથી કે ચિતરવાથી સ્વદેશાભિમાન તુટે છે ? જો એમ હોય તો એ કંઇ વિચિત્ર સમજછે ! જેમની એવી સમજ હોય તેમને તે મુબારક હો ! ઇશ્વર અમને એ સમજ ન આપે ! વિધવાઓ અસંતોષ જણાવતી નથી એમ કહેનારા એમ કહેવાથી શું સમજતા હશે તેની કલ્પના અમારાથી થઇ શકતી નથી. એક માણસને પ્રથમ આપણે બોબડો બનાવીએ, એટલુંજ નહિ પણ બોબડો બોબડોય સાનથી કે ઇસારાથી કંઈ માગે માટે તેમ કરતાં અટકાવવાને તેના માથા ઉપર ઉઘાડી તરવારવાળો માણસ ઉભો રાખીએ, ને કહીએ કે જો બોલ્યો ચાલ્યો કે સાન, ઈસારત સરખી પણ કરી તો આ તરવાર ને તારૂં ગળું ! એવી સ્થિતિવાળો માણસ શું કંઈ બોલશે કે કંઇ માગશે, કે ચું કે ચાં પણ કરી શકશે ? કદિ નહિ. તેજ પ્રમાણે આપણા દેશની સ્ત્રીઓની અને વિશેષે કરીને વિધવા સ્ત્રીઓની સ્થિતિછે. એમને અજ્ઞાન ને અભણ રાખીને તથા શૂદ્રનું કર્તવ્ય તેજ તેમનું કર્તવ્ય એમ ઠરાવીને આપણે તો તેમને શૂદ્રવત્ ને બોબડી કરી નાખીછે, એટલુંજ નહિ પણ માથે નાતના અંકુશની મોટી ભયંકર ને ઘણા પાણીવાળી તરવારો એક બાજુએ નહિ પણ બધી બાજુએ ફરતી ખડી કરી દીધીછે. આવી સ્થિતિમાં તેમને મુંગાં મુંગાં અસહ્ય વેદના સહન કરતાં જોઇએ તેમાં કંઈ નવાઇ નહિ ! તેઓ શી રીતે બોલે ! તેમને જીભ આપો ને ગેર-

બ્યાજબી અંકુશની તરવાર ખસેડી લ્યો ને પછી તે બોલે છે કે નહિ તે જુઓ. માટે સ્ત્રીઓ પોતાની સ્થિતિ વિષે અસંતોષ બતાવતી નથી, એ મિથ્યા વાદ છે, ને બુદ્ધિનો ભ્રમછે. અમે તો હાનિકારક રૂઢીને હા-નિકારક જ કહીશું. વૈધવ્યનો વધારો થવાનું એક સીધું કારણ તો બાળ લગ્ન છે; બીજું કારણ કન્યાવિક્રય છે; અને એ બંને હાનિકારક રૂઢીઓ-નો પ્રચાર દહાડે દહાડે કેમ વધતો જાય છે એ બતાવવામાં આવ્યું છે, તે ઉપરથી જણાય છે કે વૈધવ્યના વધારાનું મૂળ બીજ પણ નાતોના ભેદના વિસ્તારમાં કંઇક છે.

૧૧ **અનીતિની વૃદ્ધિઃ**—નાતોની સંખ્યા વધવાથી કન્યાઓની અછત થાય છે, ને કન્યાઓની અછતથી અનીતિની વૃદ્ધિ થાય છે એ કોઇથી ના કહી શકાશે નહિ. નીતિ એ સંસારિક સુખનો પાયો ને સં-સાર મંડળનું જીવન છે. જે સંસાર મંડળની નીતિ ઊંચા દરજ્જાની ન હોય તે સંસાર મંડળના સંસારિક સુખની હાનિ થાય એમાં શી નવાઇ! આ દેશની નીતિ વિશે સામાન્ય રીતે બોલતાં તે ઊંચા દર-જ્જાની છે એમ કહેતાં આપણે આચકો ખાવો પડેછે. એવું હાનિકારક પરિણામ શાથી આવ્યું તેનો વિચાર કરવાની અગત્ય છે. બાળલગ્ન, કજોડાં, વૈધવ્ય, અને કન્યાની અછત એ આદિ કારણોથી આપણા દેશની સંસારિક નીતિની ઘણી હાનિ થઇ છે. એ બધા માઠા રિવાજોનું મૂળ કન્યા આપવા લેવાની નિયમિત મર્યાદામાં છે, એટલે આવા આવા પ્રતિબંધથી અનીતિની વૃદ્ધિ થાયછે એ કહેવું પણ વાસ્તવિક લાગે છે.

૧૨ **એક પ્રજાના ઐક્યની હાનિઃ**—હિંદુ એક પ્રજા કહેવા માત્ર છે. ગુજરાતી, દક્ષિણી, બંગાળી, પંજાબી કે મદ્રાસી આદિ વચ્ચે ઐક્યનું સામાન્ય કારણ શું છે? રાજકીય ઐક્ય નહિ, ને સંસારિક ઐક્ય

નહિ ને ઘણું કરીને ધાર્મિક ઐક્ય પણ નહિ, ત્યારે એ બધા એક પ્રજા છે એમ માત્ર 'હિંદુ' નામ ઉપરથીજ કહેવાતું કે બીજા કંઇ કારણથી કહેવાતું રહ્યું ! ફ્રેંચ અને અંગ્રેજ ભિન્ન ભિન્ન પ્રજાઓ છતાં તેમની વચ્ચે ઐક્યનાં જે સામાન્ય કારણો છે તેટલાં પણ ગુજરાતી અને બંગાળી વચ્ચે ઐક્યનાં સામાન્ય કારણો નથી, એમ કહિયે તો તે અતિશયોક્તિ નહિ કહેવાય. આ કંઇ નાની સુની હાનિ નથી. આપણું સંસાર સુખ, આપણું રાજ્ય અને આપણું વાસ્તવિક ધર્મબળ આ ઐક્ય તુટવાથી નાશ પામ્યાંછે. એ ઐક્ય તોડવામાં આપણી દહાડે દહાડે વધતી જતી જ્ઞાતિઓએ અને આપણા કન્યા વ્યવહારના પ્રતિબંધે ઓછું કામ નથી કર્યું.[1] સંસાર વ્યવહારના કે કન્યા વ્યવહારના સંબંધ વિના એક બીજાને માટે લાગણી કયાંથી રહે ને લાગણી વિના ઐક્ય શેનું ! આ બધાં દુષ્ટ અને હાનિકારક પરિણામો કન્યા વ્યવહારના દહાડે દહાડે વધતા જતા પ્રતિબંધથી નિપજ્યાંછે, એટલે હાલ જે કન્યા વ્યવહારના પ્રતિબંધની રૂઢીઓ છે તે બહુ નુકશાનકારક છે એમ સહસા માલમ પડી આવે છે.[2] આપણી પ્રજાનું ભલું ઇચ્છનારાઓનો ધર્મ છે કે એવી દુષ્ટ અને હાનિકારક રૂઢીઓ કાઢી નાંખી તેને બદલે સારી અને લાભકારક જણાય તે દાખલ કરવાનો-ખરૂં કહીએ તો, સુધારો કરવાનો-પ્રયત્ન કરવો જોઈએ. દુષ્ટ રૂઢી હોય તે દુષ્ટ છે એમ કબુલ કરવું, તેને તેના ખરા સ્વરૂપમાં ચિતરવી, તેને સુધારવાના ઉપાય ખોળી કાઢવા અને તે કામે લગાડવા એમાં જ દેશનું હિત અને એમાં જ સ્વદેશનું સ્વદેશાભિમાન રહેલું છે.

---

૧ દત્તકૃત ઉપર કહેલું પુસ્તક ૧લું, પૃષ્ટ ૨૩૮.
ઉપર કહેલો સુદર્શનનો વધારો, પૃષ્ટ ૧.
૨ 'સિદ્ધાંત સાર,' પૃષ્ટ ૫૮ મે ટીકા પહેલી.

# વિભાગ ૩ જો.

## પ્રકરણ ૨ જું.

### માઠાં પરિણામ દૂર કરવાના ઉપાય.

કહેવત છે કે ' પાણી, પાણીનો માર્ગ કરે,' તે પ્રમાણે દરેક હાનિની હદ હોય છે. જ્યારે તે હાનિ પોતાની અવધિએ પહોંચે છે, ત્યારે સ્વભાવિક રીતે જ તે દૂર કરવાના ઉપાય વગર કર્યે પણ થએ જાય છે. માણસને ખોરાક ન મળતો હોય તો તે ભૂખ વેઠાય ત્યાંસુધી વેઠે, પણ અંત્યે ભૂખનું દુઃખ વધે એટલે તેનો ઉપાય કરવાનો વિચાર કે યત્ન કર્યા શિવાય પણ તે થાય. છેવટ કંઇ રસ્તો ન સુઝે તો ચોરી પણ કરે. ચોરી લાવી ભૂખ મટાડે એ ભૂખનો ઉપાય તો થયો, પરંતુ તે ઉપાય યોગ્ય છે એમ કોઈનાથી કહી શકાશે નહિ. આપણા કન્યા વ્યવહારના સંબંધમાં પણ એમ બન્યુ છે. કન્યા વ્યવહારના પ્રતિબંધનું દુઃખ દહાડે દહાડે વધતું ગયું ને તે એટલે દરજ્જે પહોંચ્યું કે માણસને સ્વભાવિક રીતે તેના ઉપાયો શોધવા પડ્યા. પરંતુ કહેવાને દિલગીર છીએ કે એ ઉપાયો સંતોષકારક નિવડ્યા નથી, અને જે હાનિ દૂર કરવાના હેતુથી કરવામાં આવ્યા તે હાનિ ઘટવાને બદલે વધતી ગઇ; એટલે ભૂખ્યા માણસના ચોરીના ઉપાય જેવા ઊપાય થયા છે. ઘણું કરીને આ છેલ્લા ત્રણચાર કોડી વર્ષોમાં એ હાનિ દૂર કરવાના જે ઉપાયો લેવામાં આવ્યા છે તે મુખ્યત્વે ત્રણ છે. એક તો મોટી નાતો તોડી નાની નાની નાતો, વાડા, એકડા થયા, ને કન્યા વ્યવહારના ક્ષેત્રની હદ બંધાઇ. એમ

કરતાં એક એક નાતની અનેક અનેક નાતો થઇ, ને હાલ કન્યા વ્યવહારને માટે સો સો ઘરના જથા, એવી ઘણીએ નાતો થઇ છે. આ સ્વઘાતક નીતિનું પરિણામ એ આવ્યું કે જે હેતુથી એવા જથા કરવામાં આવ્યા તે હેતુ પાર ન પડ્યા એટલું જ નહિ, પરંતુ બીજા અનેક હાનિકારક રિવાજો દાખલ થયા, ને જે ખરાબી અટકાવવી હતી તે ખરાબી વધી.

બીજો ઉપાય એ લેવાયો કે કેટલીક નાતોના હિમ્મતવાન લોકોએ પોતાની નાતની કન્યા ન મળી ત્યારે ભાણે ખપતી પર નાતની કન્યા આણી ને નાતથી જુદા પડ્યા. વર્ષો જતાં એવા લોકોનો એક જથો બંધાયો. કોઇપણ દિવસે અસલ નાતમાં જવાશે એવા લોભથી આવા લોકો પોતાના જેવા બીજી નાતોવાળા લોકો સાથે ભાણા વ્યવહાર છતાં મળ્યાં નહિ, પણ તેઓએ પોતાનો જુદોજ જથો રાખ્યો. વિસલનગરો બીજા બ્રાહ્મણની કન્યા પરણી લાવ્યો તે જુદો રહ્યો ને સાઠોદ્રો લાવ્યો તે પણ જુદો રહ્યો. આવી નાતો બ્રાહ્મણોમાં થઈ તે બાયડ[1] નામથી ઓળખાઈ. 'બાયડ,' 'બાહ્ય,' શબ્દ ઉપરથી થયો હશે

---

૧ રાસમાળા, પૃષ્ટ ૫૩૫. "એ છએ જ્ઞાતિમાંથી (નાગરમાંથી) જેઓએ અનાગર બ્રાહ્મણોની કન્યા પરણી નવાં ઘર કીધાં તેઓ 'બાયડ' બહિષ્કૃત—થયા." ગુજરાત સર્વ સંગ્રહ પૃષ્ટ ૫૩. પરંતુ આ પ્રકરણ લખાયા પછી 'ગુજરાતના બ્રાહ્મણો' એ નામનું એક ચોપાનિયું 'સુદર્શન'ના વધારા તરીકે છપાએલું જોવામાં આવ્યું, તેમાં 'બાયડ'ની ઉત્પત્તિનું આ કારણ સ્વીકાર્યું નથી, પણ એવું લખ્યું છે કે 'જે છ નાગરોને છ સ્થાન અપાયાં તેમાં તે તે સ્થાને જે બાહ્ય નાગરો વસવા ગયા હશે તે, તે તે નાગરના બાહ્ય (બાયડ) કહેવાયા છે. છએ નાગરમાં બાહ્ય ને આભ્યંતર ભેદ છે તેનું કશું વાસ્તવિક કારણ નથી.'

એમ જણાય છે, એટલે જેઓ નાતની બહાર ગયા તે બાયડ. નાતોનો દોર જબરો, તથા નાતોનો ધર્મ સાથે સજડ સંબંધ છે એવી અનિવાર્ય સમજ, એટલે પરિણામ એ થયું કે જે જે નાતોમાંથી એવા નિકળ્યા તે તે નાતોના અંગે એક એક નવી નાત ઉભી થઇ.

આ ઉપાય સમજીને લેવામાં આવ્યો નહોતો. ઉપર કહ્યું તે પ્રમાણે દુઃખની અવધિએ સહસા લેવાયલો, એટલે 'મારી નાત,' આ

---

આથી બાયડની ઉત્પત્તિની બે કલ્પનાઓ થઇ. એ બેમાંથી કોઈ ખરી હોવાનો વધારે સંભવ છે એ વિચારવાનું રહેછે. સદરહૂ ચોપાનિયામાં બાયડની ઉત્પત્તિનું કારણ આજ સુધી જે અપાતું આવ્યું છે તેનું વિવેચન કરેલું જણાતું નથી. અમને લાગેછે કે પ્રથમની કલ્પનાજ ખરી હોવાનો વધારે સંભવ છે; તેનાં કારણોઃ—૧ સામાન્ય વ્યવહારમાં લોકોની (નાગરો અને બાયડોની પણ) સમજ એવીજ છે, ને વ્યવહાર તે સમજને અનુસરતો છે. નાગરો બાયડની સાથે પંક્તિ વ્યવહાર પણ રાખતા નથી, ને તેમને દુર બેસાડી ખવરાવે છે, એટલું જ નહિ પણ તેમની ગોળીનું પાણી સરખુંએ પીતા નથી. ૨ બાયડો ચહેરામાં ને દેખાવમાં મૂળ નાગરો સાથે મળતા નથી આવતા. ૩ કંઈજ કારણ શિવાય આટલો બધો ભેદ પડે એ સંભવતું નથી. ૪ એમ કહેવામાં આવે કે બીજા બ્રાહ્મણો, જેવા કે ખેડાવાળમાં પણ બાજ (બાહ્ય) ને ભીતરા (આભ્યાંતર) એવા ભેદ છે તે પ્રમાણે નાગરોમાં પણ છે, પરંતુ એજ વ્યવસ્થા જોતાં આ નવી કલ્પનાની વિરૂદ્ધ અનુમાન થાયછે. ખેડાવાળમાં એ ભેદ દક્ષિણાની તકરારથી એટલે કંઇ મજબુત કારણસર પડેલા જણાય છે, ને એ બંનેની વચ્ચે ભાણા વ્યવહાર છે. નાગરોના બાયડો સંબંધીની નવી કલ્પનાથી એ ભેદ અકારણ ઠરેછે, ને એવા અકારણ ભેદ છતાં પંક્તિ વ્યવહાર નથી તેથી એ કલ્પના સંભવતી નથી.

'ઉત્તમ ખોળિયું' જે ઇશ્વરે આપ્યું છે તે ફરી ફરીને મળનાર નથી', એ સમજ દૂર થઇ નહિ, તેથી ભાણુા વ્યવહારવાળી બીજી નાતમાંથી કન્યા લાવ્યા પછી પાછું નાતમાં જવાનો લોભ માણસના મનમાં રહેવા લાગ્યો. વળી નાતનું બંધારણ એવું છે કે એ માણસને કોઇપણ નાત પોતાની નાતમાં લે નહિ, તેથી એવા લોકોની એ પ્રમાણે જુદી નાતો થાય એમાં નવાઇ નથી. એ પ્રમાણે હાલ વડનગરા બાયડ, વિસલનગરા બાયડ, સાઠોદ્રા બાયડ, ઔદિચ્ય બાયડ એવી એવી ભિન્ન ભિન્ન નાતો છે. વાણિયાઓની નાતોમાં પણ કન્યા માટે ઘણીક નાતોમાંથી લોકો જુદા પડ્યા છે. પરંતુ તેઓની પણ બ્રાહ્મણોની માફકજ એક એક નાત વધી એટલું જ થયું. વિશા ખડાયતા વાણિયામાં પુષ્કળ એકડા બંધાયા છે, છતાં ઘણાખરા એકડાઓમાં કન્યાની બહુ અછત ચાલુ રહી. કોઇ કોઇ એકડામાં થોડાંક કહેવાતાં કુલીન ઘરોવાળાઓને જ મફત કે કૃષ્ણાર્પણ કન્યા મળેછે, બાકી કન્યા વિક્રય અને સાટાં, ત્રેખડાં પુષ્કળ દાખલ થયાંછે. એથી ગરીબ અને ઘરમાં કન્યા વિનાનાં માણસોને કન્યા મેળવવાનું અશક્ય થઇ પડયું. આથી કેટલાક વિશા ખડાયતા બીજી નાતની કન્યાઓ લેઈ આવ્યા. એ બધાને નાત બહાર મૂકવામાં આવ્યાછે, ને તેમનું સમાધાન થયું નથી તેથી તેમની એક જુદી નાત જેવું થયુંછે. એમને ઘેર બાળબચ્ચાં થયાંછે. તે લોકો એવી ઇચ્છા રાખે છે કે તેમની છોડીઓ વિશાખડાયતાઓનેજ આપવી, કે કાળે કરીને તેઓ કે તેમનાં બાળબચ્ચાં ઘેવાય ને પાછા નાતમાં જવાય. અલબત કન્યાની ઘણીજ અછતને લીધે તેવા પણ નિકળે છે, ને વખતે એવાઓની કન્યા લાવનારનું સમાધાન પણ થાય. પરંતુ કહેવાની મતલબ એ છે કે એવા લોકોએ ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર બાંધવાના ઇરાદાથી એવાં પગલાં ભરેલાં નથી હોતાં

એટલે એમ કરવાથી જે ફળ થવું જોઇએ તે નથી થયું. ઉલટું વાણિયાઓમાં તો પ્રતિબંધ સખ્ત સખ્ત થતા ગયા. નીમા, પોરવાળ ને શ્રીમાળી વાણિયામાં જૈન અને વૈષ્ણવ એવા બે ધર્મ છે, તેમ છતાં ધર્મનો બાધ ન ગણતાં જૈન, મેશ્રીમાં કન્યા આપતા અને મેશ્રી, જૈનમાં કન્યા આપતા, એટલું જ નહિ પણ પોરવાડ, શ્રીમાલીમાં તથા શ્રીમાલી, પોરવાડમાં કન્યા આપતા લેતા હતા. દહાડે દહાડે આ લાભકારી વ્યવહાર બંધ થતો જાયછે, ને હવે મેશ્રી, જૈનમાં કે જન, મેશ્રીમાં કન્યા આપતા લેતા બંધ પડી ગયા છે. એ પ્રમાણે આ બીજો ઉપાય તે ખરેખરો ઉપાય નહોતો. માત્ર અગત્યને લીધે એક પગલું ભરાયું ને વળી પાછું પાછા હઠવા ઉપર નજર રહી. એમ થવાનું કારણ કે ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરવાને બાધ નથી એવી ખરી સમજથી એ ઉપાય લેવામાં આવ્યો નહોતો, ને વળી નાતનો દોર તો હતો જ; એટલે આ ઉપાયથી પણ કંઇ ઝાઝું ફળ થયું નથી એમ આપણે જોઈએ છીએ.

ત્રીજો ઉપાય એ થયો કે કેટલીક નાતોમાં કન્યાની ઘણી અછતને લીધે કુંવારા રહેલા કાયર કાયર થઇ ગયા હતા. એટલામાં 'સુધારા'નો ઝુંડો ઉપડયો,ને વિધવા વિવાહ કરવાનો બોધ થવા માંડયો, એટલે દુઃખથી દબાઇ ગયેલી કેટલીક વિધવાઓમાં નવી આશા ઉત્પન્ન થઇ ને નવી હિમ્મત આવી. આવી વિધવાઓ અને દુઃખથી કાયર થયેલા કુંવારાઓએ હિમ્મત ધરી પુનર્લગ્ન કર્યાં. પરંતુ ઊંચી વર્ણોમાં જે જે સુધારા કરવાના યત્નો થયાછે, તેમાં વિધવા વિવાહનો સુધારો લોકોના મોટા ભાગને ઘણો અણગમતો હતો, એટલે આવાં લગ્ન કરનારને તો ન્યાત બહાર મુંકવામાં આવતા તો આવતા, પરંતુ તેમના ઉપર

બીજી રીતના પણ જુલમ ગુજારવામાં આવતા. ધિમે ધિમે હવે એ જુલમ ઓછો થતો જાયછે, પરંતુ તેમને નાતમાં જવાની કે બીજી કોઇ નાતવાળા સાથે તેમનો વ્યવહાર બંધાવાની આશા રાખવી મિથ્યા છે. એથી એનું પરિણામ પણ એ આવ્યું કે એવા પુનર્વિવાહવાળાઓની એક જુદી નાત થઇ, એટલે એ ઉપાયથી પણ લાભ થવો જોઇએ તે બિલકુલ થયો નહિ. એ ઉપરથી જણાય છે કે આ હાનિના ઉપાય લેવાની અગત્ય બહુ વર્ષોથી જણાઈ છે. પરંતુ દિર્ઘ વિચાર કરી કોઇ ખરો ઉપાય આજ સુધી લેવામાં આવ્યો નથી. ત્યારે હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, એ દુઃખદાયક હાનિ દૂર કરવાનો ખરો ઉપાય કિયો છે ? એ પ્રશ્નનો જવાબ આપવાનું કામ કંઈ સહેલું નથી. સામાન્ય રીતે એવો જવાબ આપી શકાય કે જ્યાં ભાણા વ્યવહારછે, ત્યાં જો કન્યા વ્યવહાર કરવાનો રિવાજ દાખલ થાય તો કન્યા આપવા લેવાનું ક્ષેત્ર મોટું થાય, અને હાલ કન્યા વ્યવહારના સખ્ત પ્રતિબંધથી જે હાનિકારક પરિણામો થયાં છે તે ઘણુંકરીને અટકે. પરંતુ આ ઉત્તર પરિપૂર્ણ છે એમ કહી શકાશે નહિ. ખરો ને મોટો પ્રશ્ન તો એ છે કે ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહારનો રિવાજ શી રીતે દાખલ કરીએ તો થાય ? એનો ઉત્તર બે રીતે આપી શકાય. એક તો એ કે જે રસ્તે આપણે ઉતર્યા છીએ,–પડ્યા છીએ,–તેને તે રસ્તે પાછા ચઢવું; ને બીજો એકે એવો વ્યવહાર કરનારાઓનો એક જુદો વર્ગ બાંધવો, એટલે ધિમે ધિમે તેની વૃદ્ધિ થતી જશે, ને કાળે કરીને એ વ્યવહાર ઘણા લોકોમાં દાખલ થઇ જશે. જે રસ્તે ઉતર્યા છીએ તેજ રસ્તે ચઢવું, એમ કહેવાનો અર્થ એ થાય છે કે જે નાતોના એકડા કે ગોળ બંધાયાછે તે પ્રથમ તોડવા, એટલે પાછી ચોરાશી ચોરાશી નાતોની

સ્થિતિમાં આવીએ. ત્યાર પછી તેઓમાં અરસ્પરસ પાછો જ્યાં ભાણુા વ્યવહાર હોય ત્યાં કન્યા વ્યવહાર દાખલ કરવાનો બોધ કરી તે નાતો એકઠી કરવી એટલે વખત જતાં જે પરિણામ લાવવું છે તે આવશે. કેટલાક માણસો આ વિચાર અમલમાં આવી શકે એવો છે એમ માનેછે અને એજ યોગ્ય ઉપાય છે એમ સુચવેછે. હવે બીજો વિ-ચાર એવો છે કે હાલ જે જે જુદી જુદી નાતોમાંથી જે હિમ્મત વાળા ગૃહસ્થો હોય તેઓએ હિમ્મત ધરી કન્યા વ્યવહાર કરવો ને એમ કરતાં એક જુદી નાત થાય તો થાય, પરંતુ આ નાત જલદી વધશે ને નાતોના બંધ જલદી તુટશે. અમને લાગે છે કે પ્રથમ સુ-ચવેલા રસ્તા કરતાં આ બીજો રસ્તો સુગમ અને જલદી અમલમાં આવી શકે એવો છે. પહેલો રસ્તો અશકય તો નથી, પણ દુર્ઘટછે. જો કે એકડાથીજ કન્યાઓની અછત વધી છે ને ઘણા હાનિકારક રિવાજો દાખલ થયા છે, તોપણ એકડા લાભકારક નથી અને તે તોડી નાંખવા જોઇએ, એમ એકડાવાળાઓમાંના મોટા ભાગના મનમાં ઉતરતું નથી. કન્યાની અધિરી દહાડે દહાડે વધતી જાય છે, ને તેના બીજા બીજા ઉપાયો લેવાતા જાયછે, પરંતુ ખરો ઉપાય એકડા તોડવાનો છે તે ઘણા ખરાને ગળે ઉતરતું નથી. એકડા તોડવાનું કામ એકડાવાળાઓમાંના ઘણાખરા કબુલ ન કરે ત્યાં સુધી બને નહિ. એ કંઇ એક કે થોડાં માણસનું કામ નથી, ને મોટો જથો તો હજી કેળવણીનો પ્રસાર જોઇએ તેટલો થયો નથી, એટલે જુને ચીલે ચાલવાનું પસંદ કરનારા છે. આથી એ રસ્તો ઘણો દુર્ઘટ છે એમ અમે કહીએ છીએ. બીજા રસ્તાને માટે હકિકત જુદી છે. એમાં એક જ નાતના કે એક જ એકડાના ઘણા માણસો નાત કે એકડા તોડવાના અભિપ્રાયના થવાની જરૂર નથી. જે જે

નાતમાં જેટલા એવા અભિપ્રાયના હોય તે સઘળા એકઠા થઈ શકે છે ને એ રસ્તે આપણો હેતુ જલદી પાર પડવાનો સંભવ છે, મોઢ ને શ્રી-માલી વચ્ચે ભાણા વ્યવહાર છે. હવે પ્રથમ સુચવેલે રસ્તે ચાલવાનો યત્ન કરીએ તો મોઢનો મોટો ભાગ તેમ જ શ્રીમાલીનો પણ મોટો ભાગ જ્યાં સુધી પેટા ભાગ તોડવાના અભિપ્રાયનો ન થાય ત્યાં સુધી કંઇ થઈ શકે નહિ. ને બીજે રસ્તે ચાલવાની કોશીશ તો થોડા મોઢ ને થોડા શ્રીમાલી હોય તોપણ થઈ શકે. ભાણે ખપતી જે જે નાતો છે તેમાંના જેઓના સમજવામાં આ વાત આવે તેઓ બધા એક સંપ કરી કન્યા વ્યવહાર બાંધે તો તરત રસ્તો પડે. શરૂઆતમાં તો આ થોડી નવી નાતો થયા જેવું લાગે ખરૂં, પરંતુ એ નાતો વધતા વાર નહિ લાગે, ને ટુંકી મુદતમાં સાગર નાતો ઉભી થશે. એકવાર છીંડું પડ્યું તો પછી દરવાજો થતાં વાર નહિ લાગે ને હાલનાં નાતોનાં અને એકડાનાં, તથા કન્યા વ્યવહારનાં અનિષ્ટ બંધનો તુટી જશે.

પરંતુ આ પગલાની પણ શરૂઆત શી રીતે કરવી તે મોટા વિચારની વાત છે. ભાણે ખપતી ભિન્ન ભિન્ન જ્ઞાતિના પાંચ દશ મા-ણસોએ શરૂઆત કરવી કે ઘણા માણસો એ મતના થાય ને મોટો જથો તૈયાર થાય ત્યાં સુધી વાટ જોવી ? થોડા માણસો હિમ્મત ભીડી બહાર પડે તોપણ કંઇ હરકત લાગતી નથી. માત્ર એવા હિમ્મતવાળા થોડા પણ તૈયાર થવા જોઇએ. અલબત એ પ્રમાણે થોડા માણસો બહાર પડે ત્યારે તેમને લગાર અડચણ પડે, પરંતુ દેશના ભલાની ખાતર દેશના શુભેચ્છકોએ થોડી અગવડ પડે તો તે વેઠવા તૈયાર થવું જો-ઇએ. ભાણે ખપતાની જોડે કન્યા વ્યવહાર કરવાથી ધર્મનો બાધ નથી આવતો એટલે ઝાઝી અગવડ પડશે એમ બ્હીવાનું કારણ નથી, તો પણ જે કંઇ પડે તે સહન કરવી જોઇએ.

આજકાલ સુધારાવાળા અને વિરૂદ્ધ પક્ષનાનું યુદ્ધ જબરૂ ચાલે છે: તેમાં કોઇ વિષયની બાબત મતભેદ હોય તે વાત તો જુદી, પરંતુ સુધારાવાળાને માથે એક દોષ એવો મુકવામાં આવે છે, કે તેઓ કહે છે તે પ્રમાણે ચાલતા નથી. દેશના કમનશીબે વખતે વખતે એવાં દૃષ્ટાંત મળી પણ આવેછે. પરંતુ અમે કહીએ છીએ કે એવાં દૃષ્ટાંતોથી માત્ર એટલું જ જણાઈ આવે છે કે નાતનો દોર અસહ્ય છે. ને તેનો જુલમ સહન કરવા જેટલી હિમ્મતવાળા ઘણા થોડા નિકળે છે. નાતનો દોર, જગત્‌ની નિંદા, અને સ્ત્રી કેળવણીની ખામીને લીધે વખતે કુટુંબનો કલેશ, માણસના મનની સ્વતંત્રતાને તદન હરિ લે છે, માણસોને નામર્દ ને બાયલા બનાવી દે છે, એટલે પછી તે ન ચાલ્યે આંધળિઆં કરી ચીલામાં પડે છે. જેઓ બોલ્યા પ્રમાણે વર્તી શકતા નથી, તેઓનો બચાવ કરવાનો બિલકુલ ઇરાદો નથી, ને અમે પણ કહીએ છીએ કે એ વર્તણુંક ભૂષણરૂપ નથી. પરંતુ કોઇ અગત્યનો સંસારિક સુધારો કરતાં કેટલા ડુંગર ઓળંગવાના છે, ને કેટલી હિમ્મત રાખવાની છે તે માત્ર બતાવવાનો અમારો ઇરાદો છે. એ વાત ખરી છે કે એવા બહાદુર અને દેશભક્ત ઘેરે ઘેર નિવડતા નથી; કંઇ ઘેરે ઘેર હીરા પાકતા નથી; અને જે થોડા ઘણા એવા થવાનો પ્રયત્ન કરેછે તેમાંના કેટલાક તો પાછા પડેછે; એથી ઘણાજ થોડા ખરા હીરા હોયછે. વળી હાલની નાતોનું બંધારણ જોતાં એવી કોઈ હિમ્મત ધરે એમ બની શકે એવું લાગતું નથી. હાલ નાતોનો બંદોબસ્ત એવો છે કે એક નાતમાંથી જો કોઈને નાત બહાર મુકવામાં આવે તો તે બધી નાતોમાંથી નાત બહાર થઈ જાય છે. એને ગમે તે કારણથી નાત બહાર મુકયો હોય, એટળે વટલાયો ન હોય ને નાત બહાર મુકયો હોય

તોપણ તેને ભાણે ખપતી બીજી કોઇપણ નાતવાળા પોતાની નાતમાં લેતા નથી, એટલું જ નહિ પણ તે પોતાની વર્ણની ચોરાશી એ નાતમાંથી નિકળી જાયછે, અને તેનો બધી નાતોમાંથી ભાણા વ્યવહાર બંધ કરી દેવામાં આવે છે. આથી એમ થાય છે કે જે બહાર નિકળે છે તે તદન એકલવાયો પડી જાય છે, તેને સગાં વહાલાં સાથે વ્યવહાર રહેતો નથી, ને તે જાણે હિંદુજ ન હોય એવો થઇ જાય છે. એ બધુ જોતાં જુદી જુદી નાતોમાંથી થોડા બહાદુર નરો એકદમ બહાર પડે એ બનવું જો કે અશકય કે અસંભવિત નથી, પણ ઘણું મુશ્કેલછે. ત્યારે હવે પ્રથમ શરૂઆત કરવાને આશરે પાંચસે પાંચસે ઘરનો એક સંપ થવાની જરૂર છે. ભાણે ખપતા બ્રાહ્મણો પાંચસે એક સંપ કરે, ને તેવાજ વાણિયા પાંચસે એક સંપ કરે, તો પછી શરૂઆત કરવી સહેલી થઇ પડે. એવાં પાંચસે પાંચસે ઘર એની મેળે નિકળી નહિ આવે. પ્રયત્ન શિવાય કશું બનતું નથી, તો પછી આ મહાભારત કામ તો શી રીતે બને ? એ કરવા પ્રયત્નની તો શું, પણ ભગીરથ પ્રયત્નની જરૂર છે. તે પ્રયત્ન કેવી રીતે કરવો તે સંબંધી હવે વિચાર કરીએ.

પહેલું એકે ભાણે ખપતા વર્ગોના જુદા જુદા સમાજો સ્થાપવા એટલે ભાણે ખપતા નાગરોનો એક અથવા બે સમાજો, ભાણે ખપતા બ્રાહ્મણોનો એક સમાજ, ભાણે ખપતા વાણિયાઓનો એક સમાજ, ભાણે ખપતા કણબીઓનો એક સમાજ, અને જરૂર પ્રમાણે અન્ય વર્ણોનો એક એક સમાજ, એ પ્રમાણે સમાજો સ્થાપવા; તેમાંય મુખ્યત્વે નાગરો, બ્રાહ્મણો, વાણિયાઓ, અને કણબીઓના: કેમકે અન્ય વર્ણો બ્રાહ્મણ વાણિયાની ઉજળી વર્ણોનું અનુકરણ જલદી કરે છે. વિધવા વિવાહમાં કણબીઓ અને અન્ય વર્ણોએ બ્રાહ્મણ વાણીઆનું અનુકરણ ઘણે દરજ્જે કર્યું છે, ને હજી કરતા જ જાય છે.

જેઓ ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરવાના અભિપ્રાયના હોય, ને અમુક ઘરની સંખ્યા તૈયાર થયેથી તે પ્રમાણે વર્તવા ખુશી હોય તેઓને એ સમાજમાં દાખલ કરવા; ને એમ કરતાં કરતાં અમુક સંખ્યા થએથી દરેક સમાજે તે પ્રમાણે વર્તવું, એવો એ સમાજનો હેતુ રાખવો.

બીજું એ કે એ સમાજનો શુભ હેતુ લોકોને સમજાવવા યત્ન કરવો. વળી તેની સાથે એ પ્રમાણે વર્તવાથી કોઈ ધર્મનો બાધ નથી આવતો, શાસ્ત્રોની હરકત નથી, ને વ્યવહાર પક્ષે ઘણો લાભછે એમ લોકોના મનમાં ઉતારવું જોઇએ. ચારેપાસથી યત્ન જારી કરવો જોઇએ. એ બાબતનાં ભાષણો આપવાં. એ બાબતનાં નાનાં અને અસરકારક પુસ્તકો રચી તે સસ્તી કિમ્મતે અને વખતે વખતે મફત પણ ફેલાવવાં. સારા સારા અને સમજુ ગ્રહસ્થો સાથે આ બાબતનાં વિવેચન કરી સમાજ તરફ તેમનું વલણ કરવું, એ આદિ કર્તવ્યછે. આ બધું કરવાને કેટલાક આગેવાનોની જરૂર છે. દેશના શુભેચ્છકોએ આગેવાનો થવાનું માથે લેવું જોઇએ.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે જ્યાં ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર, એટલે રોટી ત્યાં બેટી, કેમ ન હોય? શું યુક્તિ વિચારથી એ વાત માન્ય થઈ શકે એવી નથી, કે શું એમ કરતાં કંઈ શાસ્ત્રનો કે ધર્મનો બાધ નડેછે? આ બેમાંથી એકે વાંધો નથી એવી વિચાર કરતાં ખાત્રી થયા વિના રહેશે નહિ. યુક્તિ વિચાર આગળ મનુષ્ય જાતના તમામ ભેદો નભવા મુશ્કેલ છે; તોપછી જેના ઘરનું પાણી ખપે, જેના ઘરનું અન્ન ખપે, જે આચાર વિચારમાં આપણા જેવાજ, જે ઉજળામણમાં આપણા જેવો અને ટુંકામાં જે બધી વાતે આપણા જેવો, તેની સાથે કન્યા વ્યવહાર રાખવો યોગ્ય નથી એવું કિયા તર્કથી

કે કેઈ યુક્તિથી માન્ય થઈ શકશે ? મનુષ્ય જાતના વ્યવહારાર્થે તથા ધંધાને લીધે ભેદ પડવા જોઇએ, તેવા ભેદ દરેક પ્રજામાં પડેછે, અને આચારવિચારમાં ઊંચ, નીચ હોય એવાં સ્ત્રી પુરૂષનો, કે પુરૂષ સ્ત્રીનો સંબંધ થવાથી સારા વંશજો પેદા ન થાય એવી એવી દલીલોથી વર્ણ વ્યવસ્થાની જેઓ હિમાયત કરનારા છે, તેઓને પણ હાલ જ્યાં રોટી વ્યવહારછે ત્યાં બેટી વ્યવહાર કરવાની વિરૂદ્ધ કંઈ દલીલ કહેવાની છે? ના, કંઈજ નથી. બ્રાહ્મણની કે વાણિયાની જુદી જુદી નાતેમાં વ્યવહારની કે ધંધાની દલીલ શી રીતે લાગુ પડેછે ?

બ્રાહ્મણોનો એક અને જુદો ધંધો ગણીએ ને તેથી બ્રાહ્મણોનો વર્ગ જુદો રાખવાની જરૂર છે એમ કોઇ કહે, તોપણ તેઓમાંના મોઢ, શ્રીમાળી, ઔદિચ એવા એવા ભેદની શી જરૂર ? શું મોઢ બ્રાહ્મણો ના, શ્રીમાળીના કે ઔદિચના ધંધા જુદા જુદાછે, ને શું જુદા જુદા રાખવાની જરૂર પણ છે ? બિલકુલ નહિ. તેમજ વાણિયાઓનો એક અને જુદો ધંધોછે ને તે જુદો રાખવાની જરૂર છે, એમ કહીએ તોપણ તેઓમાંના મોઢ, શ્રીમાળી, ખડાયતા, આદિનો જુદો જુદો ધંધો ક્યાં છે? ને જુદો જુદો રાખવાની જરૂર પણ શી છે ? બિલકુલ નહિ. ખરૂં કહેવરાવો તો હાલના સમયે તો નાતોના સંબંધમાં ધંધા તુટવાની દલીલ એ તો ચાલતા વહિવટમાં ફેરફાર કરવા નહિ ઈચ્છનારાઓનું એક બ્હાનું છે; એ માત્ર મિથ્યા ભ્રમ છે; કેમકે હાલની વર્ણવ્યવસ્થામાં ધંધાનો શો મેળ છે ? શું બ્રાહ્મણો બધી જાતના ધંધા નથી કરતા ? બ્રાહ્મણો વેપાર કરેછે, બ્રાહ્મણો ખેતી કરેછે, બ્રાહ્મણો રસોઇનો ધંધો કરેછે, બ્રાહ્મણો સરકારી નોકરી કરેછે, બ્રાહ્મણો ગાડીતી કરેછે, બ્રાહ્મણો શુદ્રવત્ ચાકરી કરેછે, ને બ્રાહ્મણો સીપાઇગીરી પણ કરેછે, ને ભીખ પણ માગે . ત્યારે જાત ઉપર ધંધાનો મેળ કયાં રહ્યો ? તેમજ વાણિયા પણ

કયાં નોકરી, અને બીજા ધંધા કરતા નથી. હજી વાણિયાનો મોટો ભાગ વેપારજ કરેછે, પરંતુ બ્રાહ્મણોનું તો તેમ કંઇ નથી. બ્રાહ્મણોનું મૂળ કર્તવ્ય વિદ્યા ભણવી, ભણાવવી, તેનું ખેડાણ કરવું, ને લોકોને ધર્મનો બોધ આપવો એ હતું; પરંતુ બ્રાહ્મણોના મોટા ભાગને અવિદ્યાએ ઘેરી લીધો છે, ઘણાખરા પોતાની જાતના નામનો 'બ્રાહ્મણ' શબ્દનો પણ શુદ્ધ ઉચ્ચાર કરી શકતા નથી; 'બ્રાહ્મણ' ને બદલે 'ભેમણ,' 'ભામણ,' 'બામણ,' આદિ શબ્દો બોલેછે એવી એમની વિદ્યા છે.[૧] ઘણાખરાનું બ્રહ્મત્વ જનોઇના તાંતણામાં આવી રહ્યું છે. એથી બ્રાહ્મણોનું ભિક્ષા માગવા શિવાય બીજું કંઇ કર્તવ્ય રહ્યું નથી; એટલે તેમાંના ઘણાખરા જુદે જુદે ધંધે વળગવા લાગ્યા, ને હજી લાગતા જાયછે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ધંધાની દલીલ પોકળ છે. એ વાત ખરી છે કે કેટલીક હલકી વર્ણોમાં એ દલીલ ખરેખરી લાગુ પડેછે. સોની, સૂતાર, હજામ, ઘાંચી, મોચી, કુંભાર, ભાવશાર આદિ નાતોનો આધાર ધંધા ઉપર છે, પરંતુ એટલા ઉપરથી એ દલીલ ઊંચવર્ણોમાં લગાડવી એ બુદ્ધિનો વિકાર છે. મુખ્ય મુખ્ય વર્ગોની વાત હાલ બાજુ ઉપર રાખીએ, તોપણ એટલું તો નક્કી છે કે બ્રાહ્મણોની કે વાણિયાઓની જુદી જુદી નાતો, અને વળી તે નાતોના પેટા વિભાગો જે હાલછે તેનો બચાવ ધંધાની દલીલથી બિલકુલ થઈ શકે એમ નથી.

બીજા દેશોમાં એવા ભેદ છે એમ કહેવું એ તો ખરેખરી ભૂલ છે. પૃથ્વીના પડ પર હિંદુઓ જેવા, અને તેમાંય ગુજરાતીઓ જેવા ભેદ તો કોઈ પણ પ્રજામાં નથી. શું કોઇ પણ પ્રજામાં એવું છે કે જ્યાં ભાણા

---

૧ 'દ્વિજોન્નતી નિરૂપણ', કર્તા પ્રાણગોવિંદ રાજારામ. "હાલના બ્રાહ્મણો છેક શૂદ્રવત્ થઈ ગયા છે." જુઓ પ્રસ્તાવના.

વ્યવહાર હોય ત્યાં કન્યા વ્યવહાર ન હોય ? ના, એવું તો કંઈ નથી; ત્યારે અન્ય દેશોની પ્રજાઓના ભેદ સાથે આપણા ભેદોનો મુકાબલો શી રીતે થઈ શકે ? હવે ઉંચ, નીચ, સ્ત્રી પુરૂષોના, અને પુરૂષ સ્ત્રીના સંબંધથી સારી પ્રજાની ઉત્પત્તિની હાનિ થવાની દલીલ રહી.

મુખ્ય મુખ્ય વર્ગોના સંબંધમાં એ દલીલ ગમે તેટલી બળવત્તર હો, પરંતુ મુખ્ય મુખ્ય વર્ગોના વિભાગોના સંબંધમાં તો તે દલીલ બિલકુલ લાગુ પડતી નથી. ઔદિચ બ્રાહ્મણને મોઢ બ્રાહ્મણ કન્યા વ્યવહાર કરે કે શ્રીમાળી વાણિયો ને ખડાયતો વાણિયો કન્યા વ્યવહાર કરે, તેમાં ઉંચ નીચનો પ્રશ્ન શી રીતે ઉત્પન્ન થાય છે ? બંને એકજ જાતના, બંનેના આચાર વિચાર સરખા, રહેણી કરણી સરખી, ઉજળામણ પણ સરખી ને છેવટે ધંધા પણ સરખા તો પછી ઉંચનીચપણું ક્યાં છે? આથી એ દલીલ પણ ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરવાના પક્ષની બાબતમાં નાપાયાદાર ઠરે છે. એ પ્રમાણે યુક્તિ વિચાર કે તર્ક આગળ તો એ પક્ષ ખોટો છે એમ કહી શકાય એમ નથી. બીજી વાત એ જોવાની છે કે ત્યારે શું કોઇ શાસ્ત્રનો બાધ આડે આવે છે ? ના, તેપણ નથી. શાસ્ત્રને તો જુએછે જ કોણ ? શાસ્ત્ર પ્રમાણે જોતાં આપણી કેટલી રૂઢીઓ નભી શકે એમ છે ? ઘણું કરીને કોઇ નહિ; એજ પ્રમાણે ભાણા વ્યવહાર છતાં કન્યા વ્યવહાર ન રાખવાની રૂઢીને કોઇ પણ શાસ્ત્રનો આધાર નથી, એટલુંજ નહિ પણ ઉલટાં તે તો એ રૂઢીની વિરૂદ્ધ છે, એમ અમે બતાવી ગયા છીએ. अन्नहाविस्तत्रकन्या એવાં એવાં વચનોની કાંઈ ખોટ નથી, એટલે શાસ્ત્રોની મદદ શોધીએ તો તો ચાલતી રૂઢી તદન અશાસ્ત્રીય ઠરેછે. અમે પુછીએ છીએ કે કોઇપણ માણસ કોઇપણ સમયના કોઇપણ શાસ્ત્રમાંથી એવો આધાર બતાવી શકે છે કે એક શ્રીમાલી વાણિયો

અને મોઢ વાણિયો કન્યા વ્યવહાર ન કરી શકે? શાસ્ત્રકારોએ કદાપિ તે વખતે સ્વપ્નામાં પણ એમ નહિ ધાર્યું હોય કે આર્ય પ્રજાની વર્ણવ્યવસ્થાની સ્થિતિ હાલ છે તેવી થઇ જશે, ને તેથી એક મોઢને એક શ્રીમાળીને માટે પણ નિયમો બાંધી મુકીએ. એટલે આપણાં શાસ્ત્રોજ આપણને ટેકો નથી આપતાં એ કેટલી દુર્દશા? ત્રીજી વાત એ વિચારવાની છેકે ભાણા વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર કરતાં શું કોઈ ધર્મનો બાધ નડે છે? ના, ધર્મ પણ આડે આવતો નથી. ખરો ધર્મ શો છે, તેનું ખરૂં સ્વરૂપ શું છે, એ આદિ બાબતોનો વિચાર બાજુ ઉપર રાખતાં પણ આપણે છાતી ઠોકીને કહી શકીએ છીએ કે ધર્મનું સ્વરૂપ ગમે તેવું સ્વીકારો તોપણ એ બાબતમાં ધર્મ આડે આવતો નથી. વર્ણાશ્રમના ધર્મ સાથે પારમાર્થિક ધર્મનો સંબંધ છે, ને વર્ણાશ્રમના ધર્મનો આધાર જન્મ ઉપર, ભોજન વ્યવહાર ઉપર ને મુખ્યત્વે કન્યા વ્યવહાર ઉપર છે એવી હાલ સામાન્ય સમજ છે. તે સમજને અનુસરીને વિચાર કરતાં પણ ધર્મનો બાધ આવતો નથી. જન્મથી જે બ્રાહ્મણે બ્રાહ્મણ હોય કે વાણિયે વાણિયા હોય તેમનો કન્યાવ્યવહાર કરવાનું કહિયે છીએ, એટલે તે હરકત તો નડતી નથી. ભોજન વ્યવહારની પણ હરકત નડતી નથી. કેમકે જેમની વચ્ચે ભોજન વ્યવહાર છે તેમની જ વચ્ચે કન્યા વ્યવહાર કરવાનું કહીએ છીએ.

નાતોનો ધર્મ સાથે સંબંધ છે ને ઊંચી નાતવાળો ઉતરતી નાતનાનું ખાય તો વટલાય એવો મત ચાલે છે. એ મત ખરો હોય કે ખોટો હોય તો પણ ભાણા વ્યવહાર હોય ત્યાં કન્યા વ્યવહાર કરવાનું કહેવાથી આપણે તે મતની પણ વિરૂદ્ધ જતા નથી. ને આપણે કોઇને વટલાવાનું કહેતા નથી. એ પ્રમાણે યુક્તિ વિચારથી જોતાં કે શાસ્ત્રો જોતાં કે ધમ તો શું પણ આધુનિક મતો જોતાં પણ ભાણા વ-

વહાર હોય ત્યાં કન્યા વ્યવહાર કરવાને કશો બાધ જણાતો નથી, ત્યારે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે બાધ નડેછે કયાં? બાધ માત્ર 'રૂઢીનો' છે. આ તો અમારો રિવાજ પડી ગયો છે ને જ્યારે એ વાત કરીએ છીએ ત્યારે જવાબ એવોજ મળેછે કે 'શું કરીએ ભાઇ, રૂઢી પડી એટલે કાંઇ ઉપાય નથી.' ખરૂં જોતાં મોટું નડતર રૂઢીનું જ છે; ને ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે એમ કહેવાતું કારણ પણ એ જ કે રૂઢી મહા બળવાન છે, ને તે આપણને આમ કે તેમ ચસકવા પણ દે એવી નથી.

હવે બધી બાબતનો વાંધો નહોય એવી લાભકારક વાત જો નુકશાનકારક રૂઢી વિરૂદ્ધ હોય તો તે આપણે માન્યકારક છે, કે નહિ એ પ્રશ્ન વિચારવાનો રહ્યો. વિચારવંત માણસોને એમ લાગ્યા વિના નહિ રહે કે દુષ્ટ, હાનિકારક, અશાસ્ત્ર ને બુદ્ધિથી પણ વિરૂદ્ધ એવી રૂઢીનો ત્યાગ કરવો જોઇએ; એવી રૂઢીને વળગી રહેવાનું કહેવું યોગ્ય નથી; પરંતુ એવા પણ નૈયાયિકો છે કે જેઓ એમ કહેછે કે "જુનું એટલું સારૂં ગણવું જોઈએ, ને તેને માણસે વળગી રહેવું જોઇએ; અમારા બાપદાદા કંઈ ગાંડા નહોતા કે તેમણે નઠારી રૂઢીઓ ચલાવી હોય; આ તો પાશ્ચિમાત્ય કેળવણીવાળા આજ કાલના સુધારાવાળા રૂઢીઓની વિરૂદ્ધ બોલવા નિકળ્યા છે, તેઓ કંઇ અમારા પૂર્વજો કરતાં વધારે ડાહ્યા નથી." જ્યારે જ્યારે કોઇ પણ હાનિકારક રૂઢીનો ત્યાગ કરવાનું કહેવામાં આવેછે, ત્યારે ત્યારે રૂઢીના ભકતો આ હથિયાર હાથમાં લેઈ ઉભા થઇ જાય છે. થોડા વિચારના માણસોને ભમાવવા એ હથિયાર ઘણું કામ લાગે એવું છે. પોતાના ઘરડાઓને મૂર્ખ કહ્યા એટલું બતાવી આપી તેવાઓને પછી કોઈ પણ વ્યાજબી દલીલની વિરૂદ્ધ બહેરા ને આંધળા કરવાનું સુગમ

પડેછે ! પરંતુ વિચાર કરતાં એ હથિયારનું પાણી કેટલું છે તે જણાઇ આવ્યા વિના રહેતું નથી. હથિયાર તો દેખાય છે, પણ ખરૂં જોતાં તો તે બિલકુલ લોઢું—અરે ખોટું લોઢું પણ નથી, પરંતુ એ તો લાકડાનું ખોટું હથિયાર ઓપ ચઢાવી ખરૂં દેખાડેલું છે ! આપણામાં કહેવત છે કે 'બાપનો કુવો હોય માટે તેમાં કંઇ ડુબી મરાય નહિ.' વળી 'સોનાની પાળી હોય તે કંઇ પેટ મરાય નહિ'. જ્યારે બાપની રૂઢી આપણને, આપણા કુટુંબને, આપણા પેટને—છોકરાંને, આપણા સંસાર સુખને, આપણા ધર્મને ને ટુંકામાં આપણા સર્વસ્વને મ્હોટા ઝંડીયા કુવામાં નાંખે એવી હોય તો પછી એ રૂઢી શા માટે રાખવી જોઇએ. એવી રૂઢી રાખી આપણે આપણી ૠ ૫ પ્રકારની હાનિ શા માટે થવા દેવી જોઇએ ? રૂઢી માણસોએ જ કરી છે, ને તે જ્યારે અનુકુળ ન આવે ત્યારે ફેરવવાનો માણસોને અધિકાર છે. બાપદાદાઓને કે ઘરડાઓને એમાં ગાંડા કે મૂર્ખ પણ કહેવાની જરૂર નથી. માત્ર કહેવાનું એટલું જ છે કે હાલ અમુક રૂઢી ચાલે છે તે અમને અનુકુળ આવતી નથી, ને તેથી અમારી ઘણે પ્રકારે હાનિ થાય છે, માટે તે તજવી જોઇએ. એમ કહેવામાં બાપદાદાની કે ઘરડાઓની સમજ, અણસમજની વાત કયાં આવે છે ! પરંતુ અમે પુછવાની રજા લેઇએ છીએ કે આપણે સઘળી સ્થાપિત રૂઢીઓને વળગી જ રહ્યા છીએ ? આપણે શું વખતે વખતે રૂઢીઓ ફેરવતા નથી ? એવી રીતે રૂઢીઓ વખતે વખતે બદલ્યાનાં ઘણાંય દ્રષ્ટાંત મળી આવે છે. પ્રથમ તો આ નાતોની વ્યવસ્થાના સંબંધની રૂઢીની જ વાત કરીએ ? એક બ્રાહ્મણની ચોરાશી ને એક વાણિયાની ચોરાશી નાતો ને થયાને તો કેટલાંક વર્ષો થયાં છે, પરંતુ એ નાતોના એકડા, કે ગોળ થયાને કેટલાં વર્ષ થયાં છે ? ફક્ત ત્રણ ચાર કોડી વર્ષોની

વાત છે- કેટલીક નાતોમાં તો હમણાં જોતા જોતામાં બંધાયા છે, ને કેટલીક નાતોમાં તો હજી બંધાતા જાયછે? બીજું દ્રષ્ટાંત પોશાકનું છે. આ છેલ્લા ત્રીશેક વર્ષમાં આપણા પોશાકમાં કેટલો ફેર પડયોછે? ઘણો પડયો છે એમ કબુલ કર્યા શિવાય છુટકો નથી. ત્યારે એ રૂઢી બદલાઇ કે નહિ? એમ વિચાર કરતાં બીજાં પણ દ્રષ્ટાંત મળી આવશે. કહેવાની મતલબ એટલી જ છે કે જનમંડળને જે રૂઢી હાનિકારક લાગે તે બદલતાં કોઇ પ્રકારે આચકો ખાવાની જરૂર નથી. એ પ્રમાણે વખતે વખતે જનમંડળ રૂઢીઓ બદલે જ છે ને બદલે એ જ સ્વભાવિક ને ન્યાય છે. વળી આ રૂઢી જુની કે માન્ય છે એમ પણ શા ઉપરથી કહેવું. કોઈપણ શાસ્ત્રમાં તો એવો ઉલ્લેખ મળતો નથી. સૌથી ઉતરતા આધારવાળા પુરાણોમાં પણ બ્રાહ્મણ વાણિયાની ચોરાશી ચોરાશી નાતો જણાતી નથી.[૧] ત્યારે આ પ્રાચીન કે શિષ્ટ રૂઢી પણ કયાં છે?

---

૧ પ્રથમ આ વાત અમે બતાવી આપીછે, ને એમ કહેવાના આધાર પણ બતાવ્યા છે. વિશેષ્યમાં ઉપર કહેલા સુદર્શનના વધારાનો આધાર અમારા મતની પુષ્ટિમાં ટાંકીએ છીએ; પૃષ્ટ ૧૧. શાસ્ત્રોમાં જે સ્મૃતિઓ, કે તે પૂર્વેનો વેદ રાશિ, કે તે પછીનો જે પુરાણ સમૂહ તેમાં નાગર, કે અમુક જાતના બ્રાહ્મણ–ખેડાવાળ, મોઢ, શ્રીગોડ ઇત્યાદિ–કશો ભેદ જણાતો નથી. સર્વને બ્રાહ્મણ એવા એક જ શબ્દથી વર્ણવેલા છે. સ્કંધપુરાણ ઘણું અર્વાચીન મનાય છે, તેના પૂરનો અમુક નિર્ણય નથી, અર્થાત કીયો ભાગ ખરેખરો સ્કંધ પુરાણનોજ છે, ને કીયો અંદર ઘોચી ઘાલવામાં આવ્યો છે તે કહી શકાતું નથી. આ પુરાણમાંના નાગર ખંડમાંજ નાગરોનો ઇતિહાસ અત્રે કહ્યો તેવો આપેલો છે, બાકી શાસ્ત્ર માત્ર જોતાં કહીં પણ બ્રાહ્મણ વિના બીજો શબ્દ હાથ આવતો નથી. આ વાત શું સૂચ-

એ પ્રમાણે મિથ્યા મમત બાજુ ઉપર રાખી શાન્ત મનથી વિચાર કરીએ તો આપણી ખાત્રી થાય છે કે નુકશાનકારક રૂઢી હોયતો તેનો ત્યાગ કરવામાં આનાકાની કરવાનાં કંઇ સબળ કારણો નથી. 'રૂઢી' એ કાળે કરીને જનમંડળમાં સ્થાપિત થએલો નિયમ—ધારો છે. જે વખતે જે ધારો યોગ્ય હોય તે ચાલે, પછી વખત જતાં તે સ્થાપિત થાય, એટલા ઉપરથી એ નિયમ જે કાળમાં જનમંડળને અનુકુળ ન આવે તે કાળમાં તેનો ત્યાગ કરી તેની જગાએ અનુકુળ ને લાભકારક નિયમ ન સ્વીકારી શકાય એમ કંઈ ઠરતું નથી. માટે આ બાબત સંપૂર્ણ વિચાર કરી અમે જે સૂચવ્યા છે તે ઉપાયો યોજીને અથવા બીજા જે યોગ્ય ઉપાયો સુજે તે યોજીને જ્યાં ભાણા વ્યવહાર છે ત્યાં કન્યા વ્યવહાર કરવાના જેમ બને તેમ જલદી યત્નો થાય એ આપણા જનમંડળના હિતની વાત છે.

---

વે છે? એટલુંજ કે બ્રાહ્મણ માત્ર એકજ છે, અને બ્રાહ્મણોમાં જે પાછળથી ભેદ થયા છે તે કશા વાસ્તવિક કારણથી થયા નથી, પણ અમુક **ગ્રામાદિ નિવાસ**ને લીધે થયા છે." આ નાનું પણ અતિ ઉપયોગી ચોપાનિયું ધ્યાન દેઈ વાંચવાની અમે અમારા વાંચનારને ભલામણ કરીએ છીએ. તે એકલા બ્રાહ્મણોને માટે છે, પરંતુ તેમાંની ઘણી બાબતો સર્વને ઉપયોગી થાય એવી છે.



# વિભાગ ૪ થો.



## પ્રકરણ ૧ લું.

### બીજા દેશોમાં વર્ણભેદ, અને પરસ્પર ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહાર.

---

ગુજરાતમાં હિંદુપ્રજાની વર્ણવ્યવસ્થાની સ્થિતી કેવી છે તે બતાવવામાં આવ્યું. હવે હિંદુસ્તાનના બીજા ભાગોમાં, હિંદુપ્રજાની વર્ણ વ્યવસ્થા કેવી છે તેનો કંઇક વિચાર કરીએ. દક્ષિણ, બંગાલા, મદ્રાસ આદિ પ્રાંતોમાં જે હિંદુઓ છે તેઓમાં પણ વર્ણ વ્યવસ્થાનો આધાર જન્મ ઉપર છે, તેઓમાં પણ નાતો છે, અને નાતોના પાછા ભેદ પણ છે; એટલે આખી હિંદુ પ્રજાની વર્ણવ્યવસ્થા ઘણું કરીને એક સરખી છે, અને આખી હિંદુ પ્રજામાં નાતોનો આધાર **જન્મ** ઉપર છે. એમ છતાં પણ હિંદુ પ્રજામાં ગુજરાતીઓના ભેદ તો પરમેશ્વર તોબા છે! ગુજરાતીઓમાં જેટલા ભેદ છે તેટલા ઘણું કરીને હિંદુસ્તાનના બીજા ભાગોમાં નથી. દક્ષિણમાં, બંગાળામાં, અને મદ્રાસ આદિ કોઇ જગામાં ગુજરાત નથી, અને ગુજરાતીઓ જેવા ભેદ પણ નથી. જ્યારે ગુજરાતી બ્રાહ્મણોની પચ્ચાશ કે સાઠ નાતોછે, ને તે નાતોના પાછા ભેદ પડયા છે, ને તે ભેદોનાય પેટા ભેદો થયા છે, ત્યારે દક્ષિણી બ્રાહ્મણોની દેશસ્થ, કોકણસ્થ, કરાડા અને દેવરૂખા એ ચારજ નાતો છે. તેમાંય કરાડા અને દેશસ્થમાં પાછો અરસ્પરસ કન્યા વ્યવહાર છે એટલે કન્યાવ્યવહારના સંબંધમાં

તો દક્ષિણી બ્રાહ્મણોના માત્ર ત્રણ વર્ગ છે એમ કહીએ તો ચાલે. એ પ્રમાણે દક્ષિણમાં કન્યા વ્યવહારના ક્ષેત્રો આપણા જેટલાં નાનાં નાનાં નથી, તેથી તેમનામાં કન્યા વ્યવહારની બાબતમાં આપણા જેટલી અડચણો ન હોય એ પણ સ્વભાવિક છે. આપણા લોકોને કન્યા આપવા લેવા માટે જ્યારે વતન ખોળવું પડે છે, ત્યારે દક્ષિણીઓ ને તેઓ જ્યાં વસે ત્યાં તે બાબતની સુગમતા થતાં વાર લાગતી નથી. એ વર્ગોના નામો ઉપરથીજ જણાય છે કે તે ભેદો સ્થળ પરત્વે થયા છે. દક્ષિણમાં એકંદર નાતો દોઢસો છે એવી ગણતરી કરવામાં આવી છે.[૧] બંગાલામાં હિંદુઓની જુદી જુદી સો નાતો છે,[૨] અને મદ્રાસમાં પણ મુદલીયાર, નયડુ આદિ જુદી જુદી નાતો છે, ને તે નાતોના પાછા પેટા વિભાગો પણ છે. મી૦ શેરીંગ નામના અંગ્રેજ ગ્રંથકારે આખા હિંદુસ્તાનમાં બ્રાહ્મણોની બે હજાર નાતો છે એવી ગણતરી કરી છે.[૩] આખા હિંદુસ્તાનમાં નાતોનો આધાર **જન્મ** ઉપર છે, ને તે ભાણા વ્યવહાર તથા કન્યા વ્યવહારના સંબંધમાં પાળવામાં આવે છે જુદી જુદી નાતો એક બીજા સાથે ભાણા વ્યવહાર રાખતી નથી, તેમ કન્યા વ્યવહાર પણ રાખતી નથી, ને જ્યાં પેટા નાતો છે ત્યાં પેટા નાતો પણ અરસપરસ કન્યા વ્યવહાર રાખતી નથી. એવી આખા હિંદુસ્તાનમાં હિંદુ પ્રજાની વર્ણ વ્યવસ્થાની સ્થિતિ છે.

---

૧ મી૦ સ્ટીલકૃત " લા એન્ડ કસ્ટમ આવ હિંદુ કેસ્ટસ્ " નામનું પુસ્તક, પ્રસ્તાવના, પૃષ્ટ ૧૩.

૨ મી૦ દત્ત કૃત પુસ્તક ૩, પૃષ્ટ ૧૫૩. એ ગ્રંથમાં એ નાતોનાં નામ પણ આપ્યાં છે.

૩ " હિંદુ ટ્રાઇબ્સ એન્ડ કેસ્ટસ્ " નામના ગ્રંથમાં. 'કેસ્ટ' નામનો ઇંગ્રેજી નિબંધ, પૃષ્ટ ૨૦ જુઓ.

**અન્ય દેશોમાં વર્ણવ્યવસ્થાની સ્થિતિઃ**—આ દેશની હાલની વર્ણવ્યવસ્થાની સ્થિતિ આપણે જોઇ, હવે પૃથ્વી પરના બીજા દેશોની પ્રજાઓની વર્ણવ્યવસ્થા સંબંધી કંઇક વિવેચન કરવાની જરૂર છે. આપણા દેશના જેવી વર્ણવ્યવસ્થા પૃથ્વીના પડપર કોઈ દેશમાં નથી.[૧] મનુષ્ય પ્રાણીના એકાદ મોટા જથામાં—એકાદ પ્રજામાં—જુદાં જુદાં કારણોથી ભેદ પડેછે ખરા; તે પ્રમાણે પૃથ્વીપરની બીજી પ્રજાઓમાં પણ ભેદ પડયા છે. એ ભેદનો આધાર કંઇ **જન્મ** ઉપર નથી, પરંતુ માણસની સંસારિક **સ્થિતિ** ઉપર છે; એટલે પૈસાને લીધે, પદ્વીને લીધે, ધંધાને લીધે, ઊંચ, નીચના ભેદ ગણવામાં આવે છે. પરંતુ અમુક પ્રજામાં અમુક વર્ગની એક નાત, અમુક બીજા વર્ગની બીજી નાત, એ પ્રમાણે જુદી જુદી નાતો નથી. આપણાજ દેશમાં મુસલમાન તથા પારસી છે. યુરોપમાં ઇંગ્રેજ, ફ્રેન્ચ, જર્મન, રૂશ આદિ પ્રજાઓ છે, તે કોઇમાં બ્રાહ્મણ, વાણિયાની નાત જેવું નથી તો પછી તેમની પેટા નાતો જેવું તો કયાંથી જ હોય ! મુસલમાનોમાં કેટલાક સૈયદ, પઠાણ, શેખ, મોગલ આદિ નામથી ઓળખાતા જુદા જુદા વર્ગો છે; પારસીમાં તો એવા પણ ભેદ નથી. તેઓમાં તો માત્ર પૈસે ટકે સારી સ્થિતિવાળા અને ગરીબ સ્થિતિવાળા, એવા બે ભેદ કહીએ તો કહી શકાય. ઇંગ્રેજો, ફ્રેન્ચ, જર્મન અને રૂશ આદિ પ્રજાઓમાં પણ એજ પ્રમાણે છે. ફેર માત્ર એટલો જ કે તે સર્વ પ્રજાઓમાં પોતાનું રાજ્ય છે એટલે તેમનામાં પદ્વીના કારણથી એક વર્ગ જુદો પડેલો હોય છે, ને તેવો વર્ગ પોતાનાથી ઉતરતા વર્ગોથી છેક નિરાળો રહેછે, એટલે ત્યાં ભેદ છે એમ આપણને માલમ પડે છે; તોપણ તે ભેદ અને આપણા ભેદોમાં તો અસ્માન અને જમીન વચ્ચે જેટલું અંતર છે તેટલું અંતર છે.

---

૧ મી૦ દત્તનો ગ્રંથ, પુસ્તક ૧ લું, પૃષ્ ૨૩૩.

**ભોજન વ્યવહાર:**—પૃથ્વીના પડપર હિંદુ પ્રજા શિવાય બીજી કોઇ પણ પ્રજામાં ભોજન વ્યવહારના ભેદ નથી. હિંદુઓમાં જેમ બ્રાહ્મણ, કોઇ વાણિયાનું રાંધેલું ખાય કે તેની ગોળીનું પાણી પીએ તો વટલાય છે, તેમ બીજી કોઈપણ પ્રજામાં એક મનુષ્ય બીજા મનુષ્યનું રાંધેલું ખાતાં કે તેની ગોળીનું પાણી પીતાં વટલાતો નથી. દરેક પ્રજામાં કોઇ કોઇનું ખાવાને કશો પ્રતિબંધ નથી, એટલુંજ નહિ, પણ તેઓ બીજી પ્રજાઓનું પણ ખાતાં વટલાવા નથી. એક ઇંગ્રેજ ગમે તો ગમે તે બીજા ઇંગ્રેજનું ખાય કે ગમે તો ફ્રેન્ચ, જર્મન, મુસલમાન, હિંદુ, પારસી કે હરકોઈ પ્રજાનું ખાય, પણ તે વટલાતો નથી. તેમજ ફ્રેચ, જર્મન, અમેરિકન આદિ હરકોઇ પ્રજા અંદર અંદર એક બીજાનું ખાતાં તો વટલાતા નથી જ; પરંતુ બીજી કોઈ પણ પ્રજાઓનું ખાતાંય વટલાતા નથી. કોઇપણ પ્રજાના લોકોનો મેળો હોય તો તે બધાય એક રસોડે જમી શકે, પરંતુ હિંદુઓનો મેળાવડો હોય તો વખતે બાર ભૈયનજી અને તેર ચોકાવાળો ઘાટ થાય, ત્યારે છુટકો થાય. આ કેટલી બધી અગવડતા ! ખાધાથી કે પાણી પીવાથી વટલાવાય એ વિચાર માત્ર હિંદુ પ્રજામાં જ છે, બીજી કોઇ પ્રજામાં નથી. એ વાત ખરી છે કે બીજી પ્રજાઓમાં પણ ઊંચ નીચના ભેદને લીધે એકાદ ઊંચો ગણાતો માણસ પોતાનાથી ઉતરતી પંક્તિના ગણાતા માણસ સાથે બેસી જમતો નથી, તેની જોડે બેસી જમવામાં હલકાઇ માને છે, ને અભિમાનને લીધે તેની સાથે જમવાનો વ્યવહાર પણ રાખતો નથી, પરંતુ જો કદાપિ તે પોતાનાથી હલકા ગણાતા માણસનું ખાય કે પાણી પીએ તો તેથી તે વટલાતો નથી, અથવા તે અપરાધને માટે તેને કોઇ નાતબહાર મુકતું નથી, કે તે **પતિત** થતો નથી, પણ તે

ઊચનો ઊંચજ રહેછે; એટલે ભાણા વ્યવહારનો ભેદ તો પૃથ્વીપરની હિંદુ શિવાયની કોઇપણ પ્રજામાં નથી, તેમ પૃથ્વીપરની કેઇપણ પ્રજા **વટલાવાનું** સમજતી નથી. માણસ માણસનું ખાધાથી વટલાય છે, એ વિચાર કેટલીક પ્રજાના તો સમજવામાં પણ આવી શકતો નથી. આપણા આવા વિશેષ્ય પ્રતિબંધોને લીધે બીજી પ્રજાઓમાં આપણી 'નાત' એ કહેવત રૂપ થઈ પડી છે, એટલે **નાત** કહેવામાં આવે ત્યારે બીજી કોઈ પ્રજાની નહિ પણ હિંદુ પ્રજાની જ સમજવી. બીજી પ્રજાઓમાં એ પ્રમાણે જ્યારે ભેદો—કેમકે તે નાતો નથી—નો આધાર સંસારિક સ્થિતિ ઉપર છે, ત્યારે હિંદુ પ્રજાની નાતોનો આધાર ધર્મ ઉપર છે.[1]

**કન્યા વ્યવહારઃ**—હિંદુ શિવાયની બીજી પ્રજાઓમાં જે ભેદો છે તે ઘણુંકરીને કન્યા વ્યવહારના સંબંધમાં પાળવામાં આવે છે, તોપણ તે ભેદો આપણા જેવા અવિકારી નથી. એક અંગ્રેજ રાજ કુટુંબનો માણસ કે અમીર કોઇ ખેડુતની છોકરી સાથે પરણતો નથી, ને પરણી શકતો પણ નથી. એ પ્રમાણે બીજી પ્રજાઓમાં પણ કન્યા આપવા લેવાની બાબતમાં સ્થિતિ, સત્તા, પદ્વી, ને ધંધાને અનુસરીને ભેદ રાખવામાં આવે છે. કેટલાક દેશોમાં આવા ભેદો વચ્ચેનું અંતર દિન પ્રતિદિન વધતું જ જાય છે, ને કોઇ કોઇ ઠેકાણે તો એટલું વધ્યું છે કે તે હાનિનું એક કારણ થઇ પડયું છે.[2] એમ છતાં પણ તે ભેદ આપણા જેવા નથી. આપણામાં તો બ્રાહ્મણ અને વાણિયા વચ્ચે ગમે તે કારણ હોય પણ કન્યા વ્યવહાર કદિ થઈ શકે જ નહિ. પરંતુ બીજી પ્રજાઓમાં તો જે નીચો

---

૧ પ્રસ્તાવનામાં કહેલો 'કેસ્ટ' નામનો ઇંગ્રેજી નિબંધ, પૃષ્ટ ૨,૩.

૨ 'ચીપ્સ ફ્રામ એ જર્મન વર્કશોપ,' પુસ્તક ૨, પૃષ્ટ ૩૫૩.

ગણાતો હોય તે પૈસો કે પદ્વી મેળવી શકે છે, ને ઉંચો થઇ શકે છે; ને એ પ્રમાણે ઉંચો થયો એટલે તો ઉંચા ગણાતાઓમાં કન્યા આપી લેઇ શકે છે. વળી બ્રાહ્મણ જેમ વાણિયા કે કણબીની કન્યા લેવાથી વટલાય છે, તેમ બીજી પ્રજાઓમાં નથી. ઉંચો ગણાતો માણુસ કદિ નીચા ગણાતામાંથી કન્યા લાવે તો તે વટલાતો નથી; ફક્ત તેની ચર્ચા તથા નિંદા થાય છે. એ રીતે હિંદુ શિવાયની પૃથ્વીપરની તમામ પ્રજાઓમાં કન્યા વ્યવહારની બાબતમાં પણ ફક્ત સંસારી સ્થિતિ પ્રમાણે ભેદ ગણવામાં આવે છે.[1] વખતે તેઓ પોતામાંથી તો ગમે તેની સાથે કન્યા વ્યવહાર પાડી શકે છે, એટલુંજ નહિ પણ બીજી પ્રજાઓ સાથે પણ કન્યાવ્યવહાર પાડતાં હરકત ગણાતી નથી. એક મુસલમાન કોઈપણ મુસલમાનની કન્યા તો લાવી શકેજ; પણ તે ઇંગ્રેજ, ફ્રેન્ચ કે બીજી કોઇપણ પ્રજામાંથી કન્યા લાવે કે કોઈપણ પ્રજામાં કન્યા આપે તો બાધ ગણાતો નથી. એજ પ્રમાણે એક ઇંગ્રેજ, ગમે તો મુસલમાન, હિંદુ, ફ્રેન્ચ, જર્મન કે કોઇપણ જાતની કન્યા લાવે કે કોઇપણ જાતમાં કન્યા આપે તો તેમ કરી શકે છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પૃથ્વીપરની કોઇપણ પ્રજામાં આપણા જેવી અને આપણા જેટલી નાતો નથી, આપણા જેવા ભોજન વ્યવહારના કે કન્યા વ્યવહારના પ્રતિબંધ નથી, આપણી પેઠે કંઇ વટલાવાનું નથી, અને આપણી પેઠે ભેદનો આધાર જન્મ ઉપર કે ધર્મ ઉપર નથી, અને જે ભેદ છે તે સંસારીસ્થિતિનાછે તથા તે આપણા જેવા અવિકારી અને સખત નથી!

---

૧ 'સિદ્ધાંત સાર,' પૃષ્ટ ૫૮ની પહેલી ટીકા; તેમાં કહ્યું છે કે 'બીજા કોઈ દેશોમાં આવી કુલ જાત્યાદિ વ્યવસ્થા જણાતી નથી; પણ સર્વ દેશોમાં, હાલ પણ, બધા લોક એક જેવા છતાં, અમુક અમુક વર્ગ માનેલા હોય છે, ને ખાવું પીવું કન્યા વ્યવહાર ઇત્યાદિ તેટલી સિમામાંજ થાયછે. **જરૂર પડતાં** એ સિમા તોડવામાં બાધ ગણાતો નથી એટલુંજ સવિશેષપણુંછે.'

# વિભાગ ૪ થો.

---

## પ્રકરણ ૨ જું.

### મુકાબલો.

આપણે પ્રાચીન્ આર્યોની વર્ણવ્યવસ્થાની સ્થિતિ જોઈ,આપણે આપણા દેશની હાલની જ્ઞાતિભેદની સ્થિતિ જોઇ, ને આપણે અન્ય પ્રજાઓના ભેદોની સ્થિતિ પણ જોઇ, તે ઉપરથી આપણી વર્ણવ્યસ્થાની સ્થિતિનો મુકાબલો પ્રાચીન્ આર્યોની વર્ણવ્યવસ્થાની સ્થિતિ સાથે તથા હાલમાં અન્ય પ્રજાઓના ભેદો સાથે સહેલાઈથી થઈ શકશે. પ્રથમ તો એ વાત નિર્વિવાદ છે કે આપણા દેશમાં, ને વિશેષ કરીને ગુજરાતમાં જેવી ને જેટલી નાતો છે, તેવી ને તેટલી નાતો પ્રાચીન્ આર્યોમાં નહોતી, અને અર્વાચીન્ સમયમાં પૃથ્વીના પડપરની બીજી કોઇપણ પ્રજામાં નથી. જ્યારે આવી વર્ણવ્યવસ્થા પ્રાચીન્ સમયમાં આપણા જ પૂર્વજોમાં જોવામાં નથી આવતી, ને હાલના સમયમાં અન્ય પ્રજાઓમાં જોવામાં નથી આવતી, ત્યારે હાલ આપણામાં એવી વ્યવસ્થાથી જે જે હાનિયો ઉત્પન્ન થઈ છે, તે હાનિઓ પણ પ્રાચીન્ કાળના આર્યોમાં કે અન્ય દેશની આધુનિક પ્રજાઓમાં નહોય એ સ્વભાવિક છે.

**પ્રાચીન આર્યો:**—પ્રથમ આપણે હાલની વર્ણવ્યવસ્થાની સ્થિતિનો આપણા જ દેશની અને આપણા જ પૂર્વજોની વર્ણવ્યસ્થાની સ્થિતિ સાથે મુકાબલો કરીએ. એ મુકાબલો બહુ બોધક છે અને આપણા મનની અનેક સુવૃત્તિઓ જાગૃત કરે છે. વખતે હાલની વર્ણવ્યવસ્થા

એ પૂર્વની વર્ણવ્યવસ્થાનું પરિણામ હોય કે નહિ તેનો અજાણ્યાના મનમાં શક ઉત્પન્ન કરે છે! ને અમને તો લાગે છે કોઈ પૂર્વનો ઋષિ આવીને જુએ તો તે પણ એમજ ધારે! પરંતુ ઈતિહાસ સાક્ષી પૂરે છે, ને એ બાબતમાં તો કશો શક નથી. જેમ હાલની વર્ણવ્યવસ્થા પ્રાચીન્ વર્ણવ્યવસ્થાનું પરિણામ છે એ વાતનો શક નથી, તેમ હાલની વર્ણવ્યવસ્થા અને પ્રાચીન્ વર્ણવ્યવસ્થાના આધારભૂત કારણોની વચ્ચે અપરિમિત અંતર છે એમાં પણ શક નથી.

હાલની વર્ણવ્યવસ્થા અને પ્રાચીન્ આર્યોની વર્ણવ્યવસ્થામાં અસ્માન જમીનનો તફાવત છે. અસલના વખતમાં વર્ણભેદને લીધે ધર્મોપદેશકોને કેટલાક હક્કો આપવામાં આવ્યા હતા, અને ક્ષાત્ર કર્મ કરનારાઓને પણ કેટલાક હક્કો આપવામાં આવ્યા હતા, પરંતુ તેથી આર્ય પ્રજાના વિભાગ પડી ગયા નહોતા તેમ તેનું ઐક્ય તુટયું નહોતું. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો પોતાના પેઢી ઉતાર કર્મો પેઢી દર પેઢી કર્યા જતા હતા; તોપણ તેઓ એક પ્રજા અને એક જાત છે એમ તેમના મનમાં રહેતું; તેઓને એક જ પ્રકારનો ધર્મોપદેશ મળતો, તેઓની વિદ્યા તથા દંતકથાઓ એક જ પ્રકારની હતી, તેઓ એક બીજાની સાથે ખાધાપીધાનો વ્યવહાર રાખતા, તેઓ અરસ્પરસ કન્યા વ્યવહાર રાખતા, અને એક બીજા સાથે બધી બાબતના સંસારી વ્યવહાર રાખતા, અને પરાજય થયેલા આ દેશના મૂળ વતનીઓના સંબંધમાં પોતે પોતાને આર્ય જાતના કહી અભિમાન ધરાવતા. અર્વાચીન કાળમાં નાતને લીધે આર્ય પ્રજાના વિભાગ થઇ તેની કોડીબંધ નાતો થઈ છે, એ ભિન્ન ભિન્ન નાતોમાં જાતિના ભેદનો બહોળો સમુદ્ર આવી પડયો છે, તથા તેઓની વચ્ચે અર-

સ્પરસ લગ્ન વ્યવહાર અને સંસારી વ્યવહારો બંધ પડયા છે.[1]

હાલની વર્ણવ્યવસ્થાથી આપણામાં બાળલગ્ન, કજોડાં, કન્યાવિક્રય, વરવિક્રય, સાટાં ત્રેખડાં આદિ ઘણા હાનિકારક રિવાજો દાખલ થયા છે, એમ બતાવવામાં આવ્યું છે, તેમાંની કોઇ પણ હાનિ પ્રાચીન્ આર્યોમાં નહોતી એમાં કંઇ શક નથી. પ્રાચીન્ આર્યોમાં બાળલગ્ન નહોતાં, પણ સ્વયંવર હતા. પ્રાચીન્ આર્યોમાં મોટે ભાગે કજોડાં નહોતાં થતાં પણ સજોડાં થતાં ને લોકો સુખી થતા. પ્રાચીન્ આર્યોમાં કન્યાવિક્રય, વરવિક્રય તથા સાટાં ત્રેખડાંનો પ્રચાર નહોતો, પણ લગ્નનો આધાર વરકન્યાના ગુણ ઉપર હતો. એટલે ટુંકામાં પ્રાચીન્ આર્યોમાં હાલના સમયમાં જે જે દુષ્ટ, અને હાનિકારક રિવાજોથી આપણા સંસાર મંડળની અવદશા થઈ છે, તે તે રિવાજો પ્રચારમાં નહોતા, ને તેથી તે સમયના આર્યોની સંસારિક સ્થિતિ આપણા કરતાં હજાર દરજ્જે સારી હતી, એટલુંજ નહિ પણ રાજકીય સ્થિતિ તથા ધાર્મિક સ્થિતિ પણ સારી હતી. ઋષિ મુનીઓની મહાજ્ઞાનની ને

---

૧ મી૦ દત્તકૃત ગ્રંથનું પુસ્તક ૧લું. પૃષ્ટ ૨૪૦, એમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"This is the cardinal distinction between the ancient caste system, and the caste system of the modern age. Caste reserved some privileges for priests and some privileges for warriors, in ancient times; but *never divided and disunited the Aryan people.* Priests, and warriors, and citizens, though following their hereditary professions from generation to generation, felt that they were one nation and one race, received the same religious instruc-

વિદ્યાની ધ્વનિ આજે ક્યાં સંભળાય છે, આજે રામસીતાનો સંસાર ક્યાં દેખાય છે, આજે રામનો સ્ત્રી પ્રત્યેનો પ્રેમ ને સ્ત્રી જાતને માટેનો આદર ક્યાં જોવામાં આવે છે, આજે સીતાનો પતિપ્રેમ ને તેના પતિવ્રતના કેટલા સાંસા છે, આજે રામ લક્ષ્મણ આદિ, તથા યુદ્ધિષ્ટિર આદિ પાંડવો વચ્ચેનો ભ્રાતૃભાવ કેટલો જોવામાં આવે છે, આજે યુદ્ધિષ્ટિરનું સત્ય કેટલું જોવામાં આવે છે, આજે ક્ષત્રિયોનું રાજ્ય કેટલું જોવામાં આવે છે, આજે ક્ષત્રિયોના દિગ્વિજય ક્યાં જોવામાં આવે છે, ટુંકામાં આજે પ્રાચીન્ સ્થિતિનો જે સારો ભાગ તેમાંનો કેટલો દેખાય છે। એમાંનું કશું દેખાતું નથી. શું આ ઓછી હાનિ છે !

એ ઉપરથી જણાય છે કે જ્યારે પ્રાચીન્ આર્યોની વર્ણવ્યવસ્થાનો આધાર ગુણકર્મ ઉપર હતો, ત્યારે હાલની વર્ણવ્યવસ્થાનો આધાર જન્મ ઉપર છે; જ્યારે પ્રાચીન્ આર્યોની વર્ણવ્યવસ્થાનો આધાર ધર્મ ઉપર નહોતો; ત્યારે હાલનો તે ઉપર છે; જ્યારે પ્રાચીન્ આર્યોમાં ગુણકર્મે કરીને માણસની નાત બદલાતી ત્યારે હાલમાં તે અવિકારી

---

tions, possessed the same literature, and traditions, ate and drank together, intermarried and held social communion in all respects, and were proud to call themselves the Aryan race as against the conquered aborigines. Caste in modern times has cut up the Aryan people into scores of communities, has opened the wide gulf of race distinctions among the different communities, has interdicted marriage and social communion among them, × × ×" એની મતલબ ઉપર આવી ગઈ છે.

છે; જયારે પ્રાચીન્ આર્યોમાં ભોજન વ્યવહારના ભેદ નહોતા, ત્યારે હાલ ભોજનમાં ને પાણીમાં વટલાવાનું પેહું છે; જયારે પ્રાચીન્ આર્યોમાં કન્યા વ્યવહારના સંબંધમાં માત્ર ઉંચ નીચનો જ ભેદ હતો ત્યારે હાલ તો કન્યા આપવા લેવાના નાના નાના અસંખ્ય વાડા થયા છે આ કેટલો ફેરફાર! શું બંને સંસ્થાઓ વચ્ચે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ વચ્ચે જેટલું અંતર છે તેટલું નથી! એકને જો ધોળી કહીએ તો બીજાને કાળી કહીએ એટલો તફાવત શું નથી! એટલો તફાવત છે એ નિર્વિવાદ છે, તેમ બીજી સંસ્થા પહેલાનું પરિણામ છે એ પણ નિર્વિ-વાદ છે. આવી રીતે જયારે વર્ણવ્યવસ્થા બદલાઇ, ત્યારે આપણી સ્થિ-તિ પણ બદલાય એમાં કંઇ આશ્ચર્ય નથી. આપણી સ્થિતિનું જોઇશું તો તેમાં પણ પ્રાચીન્ સ્થિતિ અને અર્વાચીન્ સ્થિતિમાં એટલો જ તફાવત માલમ પડે છે નાત એક સંસારી સંસ્થા છે. એટલે સંસારી સ્થિતિ સારી નરતી હોવાનો આધાર તે સંસ્થા સારી નરતી હોવા ઉપર છે. જેમ જેમ આ સસ્થા બગડતી ચાલી, તેમ તેમ આ પ્રજાની સંસારી સ્થિતિ બગડતી ચાલી. વળી રાજકીય, કે ધાર્મિક સ્થિતિ ઉપર પણ અસર થયા વિના ન રહી. આપણું સંસાર સુખ નાશ પામ્યું, આપણામાં અનેક હાનિકારક રૂઢીઓ દાખલ થઇ, આપણામાંથી પ્રજાત્વ નાશ પામ્યું, આપણાં શુરાતન અને પુરૂષાતન નાશ પામ્યાં. આપણે પરતંત્રતાની ધુંસરીએ જોડાયા, આ-પણો સત્ય ધર્મ નાશ પામ્યો ને તેને બદલે વ્હેમનો ધર્મ દાખલ થયો ને આપણામાંથી ઉંચી નીતિના સદ્દગુણો નાશ પામ્યા; આ વાત શું પ્રત્યક્ષ પ્રમાણ જેવી નથી!

**અન્ય પ્રજાઓ:**—આપણા પૂર્વજોની વર્ણવ્યવસ્થા સાથે આપણી હાલની વર્ણવ્યવસ્થાનો મુકાબલો કરતાં આપણું મન કહ્યું કરત

નથી. હવે અન્ય દેશોની પ્રજાઓની વર્ણવ્યવસ્થા સાથે મુકાબલો કરવાનો રહ્યો; તે કરતાં પણ આપણે તો અસંતોષનો અસંતોષ રહેવાનો! અમે પ્રથમ બતાવી ગયા છીએ કે આપણી નાતો કોઈ પણ પ્રજામાં નથી ને આપણી વર્ણવ્યવસ્થા પણ કોઇ પ્રજામાં નથી. ત્યારે હવે મુકાબલો શેનો કરવો! બીજી પ્રજાઓમાં જે ઉંચ નીચના ભેદો છે તેની સાથે કરવાનો રહ્યો. કોઇ કોઇ પ્રજામાં એવા ભેદો દહાડે દહાડે વધતા જાયછે તેથી હાનિઓ થવા માંડી છે,[૧] તેમ છતાં પણ તે ભેદોને આપણી નાતો વચ્ચે મુકાબલાનું કશું સામાન્ય કારણ નથી. જ્યારે બીજી પ્રજામાં ભેદોનો આધાર સંસાર સ્થિતિ ઉપર છે ત્યારે આપણી પ્રજાની નાતોનો આધાર ધર્મ ઉપર છે, જ્યારે બીજી પ્રજાઓના ભેદોનો આધાર જન્મ ઉપર બિલકુલ નથી, ત્યારે આપણી નાતોનો આધાર તો તદ્દન જન્મ ઉપર જ છે, જ્યારે બીજી પ્રજાઓમાં ભાણા વ્યવહારના બિલકુલ પ્રતિબંધ નથી, ત્યારે આપણામાં એવા પ્રતિબંધો ઘણા છે, જ્યારે બીજી પ્રજાઓમાં લગ્ન વ્યવહારના ભેદનો આધાર ઉંચ નીચ સ્થિતિ ઉપર છે, ત્યારે આપણામાં જન્મ ઉપર તથા સ્થળ ઉપર છે. હવે સહેજ સમજવામાં આવશે કે આપણી નાતોનો મુકાબલો અન્ય પ્રજાઓના ભેદો સાથે થઇ શકતો નથી. જ્યારે અન્ય પ્રજાઓમાં આપણા જેવી વર્ણવ્યવસ્થા નથી, ત્યારે ત્યાં આપણી વર્ણવ્યવસ્થાથી જે જે હાનિકારક પરિણામો નિપજ્યાં છે તે ન નિપજે એ પણ સ્વભાવિક છે. વળી વધારામાં બીજી પ્રજાની લગ્ન રૂઢીઓ અને આપણી લગ્ન રૂઢીઓમાં પણ બહુજ તફાવત છે એટલે આપણામાં જેવી હાનિકારક રૂઢીઓ

---

૧ 'કેસ્ટ'નો ઇંગ્રેજી નિબંધ, પૃષ્ટ ૩.

દાખલ થઇ ગઈ છે તેવી તેમનામાં દાખલ થવા પામી નથી, ને આપણી સ્થિતિ કરતાં યૂરોપ કે અમેરિકાની ઘણીખરી પ્રજાઓની સ્થિતિ સારી છે એ વાત પણ સર્વના જાણવામાં છે.

હવે આપણે આપણી હાલની વર્ણવ્યવસ્થાની સ્થિતિનો મુકાબલો પ્રાચીન્ આર્યોની વર્ણવ્યવસ્થાની સ્થિતિ સાથે કર્યો અને હાલની પૃથ્વી પરની અન્ય પ્રજાઓના ભેદોની સ્થિતિ સાથે પણ કર્યો, અને જોયુ કે આપણી વર્ણવ્યવસ્થા તે આપણી જ છે, ને તે પ્રાચીન્ આર્યોને કે અન્ય પ્રજાઓને ઇર્ષ્યા કરવા લાયક નથી.



# વિભાગ ૫ મો.

## પ્રકરણ ૧ લું.

### હાલની વર્ણવ્યવસ્થા વિષે અભિપ્રાય.



આજ સેંકડો વર્ષે આપણને જ જ્ઞાતિનાં બંધનો અનિષ્ટ લાગે છે એમ નથી. વખતે વખતે સુજ્ઞજનોને તેની અગવડતા લાગી છે, ને કોઇ કોઇ સમયે ખરી લાગણીવાળા અને હિમ્મતવાન નરોએ તેના સામી બાથ પણ ભીડી છે. આજથી આસરે ચારસેં વર્ષ ઉપર જુનાગઢમાં નરસિંહ મહેતો નાગર ભક્ત થઈ ગયો છે તેનાં બનાવેલાં પદો ઉપરથી તથા દંતકથા ઉપરથી જણાય છે કે નરસિંહ મહેતાએ જ્ઞાતિભેદનો તિરસ્કાર કર્યો હતો. એ તિરસ્કાર તેમણે પ્રસિદ્ધ રીતે બતાવેલો છે ને તે સંબંધી એક પદ પણ જોડ્યું છે. તે એ કેઃ—

ગીરિ તલાટોને કુંડ દામોદર, ત્યાં મહેતોજી નહાવા જાય;<br>
ઢેડ વરણમાં દૃઢ હરિ ભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય. ગીરિ.<br>
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિ તણાં બહુ વધારે વચન;<br>
મહાંત પુરૂષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કિર્તન. ગીરિ.<br>
પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મ મરણ જે જાળ;<br>
કર જોડતામાં કરૂણા ઉપજી, મહેતોજી વૈષ્ણવ પરમ દયાળ. ગીરિ.<br>
**પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદૃષ્ટિ ને સર્વ સમાન;**<br>
ગૌ મૂત્ર તુળસી વૃક્ષ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકયદાન. ગીરિ.<br>
મેહેતાજી નિશાએ આવ્યા, **લાવ્યા પ્રસાદને કર્યો ઉત્સવ;**

ભોર થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સૌ વૈષ્ણવ. ગીરિ.
ઘેર પધાર્યા ને હરિ–જશ ગાતા, વાતા તાળ ને શંખ મૃદંગ;
હસિ હસિ નાગર તાળીઓ લે છે, આ શા રે બ્રાહ્મણના ઢંગ. ગીરિ.
મૌન ગ્રહીને મેહેતાજી ચાલ્યા, અધવરાને શો ઉત્તર દેઉ;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમે એવા શું ? ગીરિ.
**નાત ન જાણો ને જાત ન જાણો,** ન જાણો કાંઈ વિવેક વિચાર;
કરજોડીને કહે નરસૈયો, વૈષ્ણવ તણો મને છે આધાર. ગીરિ.

**પદ.**

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવા રે.

આ સુગ્ન હરિભક્તના વિચારો યથાસ્થિત બતાવવા અમે આખું પદ ઉતાર્યૂં છે. એ ઉપરથી એમ જણાયછે કે હાલ જેવી વર્ણ-વ્યવસ્થા છે તેવી ને તેવી ઘણુંકરીને આ હરિભક્તના વખતમાં પણ હતી. ફેર પડયો છે તો એટલો જ કે નાતોની સંખ્યા તે વખતના કરતાં પણ વધી, ને વર્ણવ્યવસ્થા વધારે હાનિકારક થઈ પડી છે! હાલ આપણી વર્ણવ્યવસ્થામાં વટલાવું પેઠેલું છે તે એ વખતે પણ હતું ને વર્ણવ્યવસ્થા જોડે ધર્મને સંબંધ છે એ જેમ હાલ મા-નવામાં આવે છે તેમ તે વખતે પણ માનવામાં આવતું એમ છતાં જે ખરેખરો ધર્માત્મા ગણાયો છે ને જે ખરેખરો હરિભક્ત ગણાયો છે તે વટલાવાનું કે વર્ણવ્યવસ્થા સાથે ધર્મને સંબંધ સમજ્યો નથી, એ શું બતાવે છે! વળી એ કિયે વખતે? જે વખતે આપણા સુધારા-વાળાનું સ્વપ્નું પણ નહોતું અને જે વખતે આપણી ભાષામાં 'સુ-ધારા' શબ્દને જન્મ પણ નહોતો તે વખતે! હવે વાંચનારને પ્રશ્ન ઉત્પન્ન થવો જોઇએ કે આ તે વર્ણવ્યવસ્થા ખરેખરી દોષિત છે કે

નરસિંહ મહેતા જેવા હરિભક્ત દોષિત છે! નરસિંહ મહેતાને એમની હયાતીમાં તો જે સંસ્કાર વિલ્યા હોય તે ખરા, પરંતુ આજે તો તેના નામને માટે સર્વને માન છે ને તેના નામથી ઘણાઓ પોતાને ગર્વનું કારણ છે એમ સ્વીકારે છે. એટલે ખરી રીતે મહેતાનો દોષ નથી. જે મહેતાને લાગ્યું તે કોઇપણ જ્ઞાનચક્ષુને લાગ્યાવિના રહે નહિ! મહેતા જેવા હરિભક્તને ખાવાપીવામાં, ખોરાક અને જળની શુદ્ધિના ધર્મ શિવાય બીજો ધર્મ પેસી શકતો નથી એમ લાગ્યા વિના રહેજ નહિ.

મહેતા પછી પણ વખતે વખતે હાલની હાનિકારક પદ્ધતિની વિરૂદ્ધ અવાજ કાઢનાર ઉત્પન્ન થયા છે. કેટલાક સુજ્ઞ કવિ જનોએ આ બાબતના પોતાના વિચારો પોતાની રચેલી કવિતામાં બતાવ્યા છે. અખોભક્ત કહેછે કેઃ—

આભડછોત અંત્યજ ઘરજણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
બારે કાળ ભોગવે એ, સૌને ઘેર આવી ગઇ રેહ.

એક બાપુ સાહેબ ગાયકવાડ કરીને ગુજરાતી ભાષામાં કવિતા કરનાર થઇ ગયો છે. તેણે બ્રાહ્મણ શૂદ્રના ભેદનાં પંદર પદો બનાવેલાં છે.[૧] એમાં કાવ્યકારે પોતાની આ સંબંધી લાગણી ઘણા સખ્ત શબ્દોમાં પ્રસિદ્ધ કરી છે. અમને લાગે છે કે કોઇ સુધારાવાળો પણ આ બાપુ સાહેબની બરાબરી ભાગ્યે જ કરી શક્યો હશે. તે એક પદમાં કહેછે કેઃ—

સંસ્કારથી થાયછે બ્રાહ્મણ તો જગત સહુ;
શૂદ્ર હોય સર્વ અલ્યા જણે જ્યારે માત રે.
વિપ્ર જઈ જોની તું તો કબીરની (કેવી) જાત;
પૂછ પૂછ એને જઇ કેવી (તારી) ન્યાતરે.

---

૧. પ્રાચીન કાવ્ય માળા, અંક ૭, પૃષ્ટ ૩૭.

ગયા સૈકામાં થઇ ગયેલા મહા કવિ શામળને આપણે આ જગાએ ભુલવો ન જોઇએ. એ કવિએ અનેક વાર્તાઓ લખી છે, ને ઘણીક વાતોમાં તેણે વર્ણભેદને કંઇપણ વિચાર રાખ્યા વિના ભિન્ન ભિન્ન વર્ણોનાં નાયક નાયકાનાં ગુણાનુસાર લગ્ન કરાવ્યાં છે. રજપુત રાજાને કુંવર અને વણિક પ્રધાનની પુત્રીનું ઇચ્છાવર લગ્ન, તેમ જ રજપુત રાજાની કુંવરી અને વણિક પ્રધાનના પુત્રનું ઇચ્છાવર લગ્ન એ તો આ મહાન્ કવિની વખતે વખતે ઘણી પ્રિય યોજના દીઠામાં આવે છે. પોતે જાતને બ્રાહ્મણ છતાં આવાં લગ્નો કરાવતાં તેના મનમાં કંઇપણ આનાકાની થઈ હોય એમ પણ એની કવિતા ઉપરથી જણાતું નથી. આ કવિરાજે કવિતા લખતાં પોતાનો સમય બિલકુલ વર્ણવ્યો નથી. બીજા લગ્ન વ્યવહારો જે વર્ણવ્યા છેતેનું પણ એ જ પ્રમાણે છે. આ વિદ્વાન્ કવિનું વિશાળ અને સંસ્કારી મન આથી જણાઇ આવે છે. જો વટલાવાનું આ કવિના મનમાં હોત તો આ કવિ કદિ પણ આવાં જોડાં વાર્તામાં પણ ઉપજાવત નહિ!

એ પ્રમાણે નાતોની હાલની પદ્ધતિ ઉપર જુદા જુદા વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે, એટલુંજ નહિ, પણ કન્યા વ્યવહારના સંબંધમાં દહાડે દહાડે જે નાના નાના વાડા થતા જાય છે તે ઉપર પણ એક કવિનું ધ્યાન પહોંચ્યાનું જણાય છે. ગયા સૈકામાં અમદાવાદના કૃષ્ણરામ મહારાજે કલિકાળની અનીતિનું વર્ણન કર્યું છે, તેમાં તે કહેછે કેઃ—

એક નાતમાં નાત, કળિએ બીજી કીધી,
ગ્રહસ્થ ભિક્ષુક જાત, દીકરીયો નવ દીધી.

આ ટુંકા વર્ણનમાં હાલની વર્ણવ્યવસ્થાનું તથા તેઓના અરસપરસના કન્યા વ્યવહારની સ્થિતિનું યથાર્થ ચિત્ર છે. એ કવિએ એ

પદ્ધતિનો દોષ પણ કળિને માથે-આપણી આધુનિક સ્થિતિને માથે-નાંખ્યો છે.

એ પ્રમાણે આ પાશ્ચિમાત્ય કેળવણી દાખલ થતા પહેલાં પણ સેંકડો વર્ષથી આ બાબત વિશે વિદ્વાન્ લોકો બોલતા આવ્યા છે. પરંતુ નગારાના અવાજમાં એવા તતુડીના અવાજો દબાઈ ગયા છે; નાતના દોર આગળ એવાઓના બોધની કાંઇ અસર થઈ નથી.

એ પછી ચાલતા સૈકાની વાત કરીએ. કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ, કરસનદાસ મૂળજી, દુર્ગારામ મહેતાજી, મહિપતરામ આદિ વિદ્વાનોએ આ જ્ઞાતિબંધનોની વિરૂદ્ધ પોતાના વિચારો જાહેર કર્યા છે. એમાંના કેટલાક સુધારાવાળામાં ખપતા હતા તેથી તેવાઓના બોલવાને કેટલાક સ્વદેશાભિમાની હોવાનો ડોળ ઘાલનાર નરો વજન આપવાને ના પાડશે. પરંતુ હવે આપણને માલમ પડશે કે સુધારાવાળાઓએ આ બાબતમાં આપણા દેશના જુના વખતના વિદ્વાનો કરતાં વિશેષ્ય કશું કહ્યું નથી. એવા કેટલાક વિદ્વાનોના અભિપ્રાય ઉપર બતાવ્યા છે, હવે અર્વાચીન્ વિદ્વાનોના અભિપ્રાયનાં થોડાંક વચનો આપીએ છીએ. કવિ નર્મદાશંકર કહે છે કેઃ—

**રોલાવૃત.***

નથી કોઇ વહેવાર, સાથ જંબા ખાવાનો;
શુદ્ર વિપ્રની માંહિ, પર્ણિને પર્ણાવ્યાનો.
જાતિ ભેદને હાય, દેશતો બોએ ભારી;
ઉંચો આવે કેમ, રિબાતાં જખમે કારી ?
કોનું ખાવું કંઈ નહીં, નહીં ન્હાયાવણ ખાવું;
એને કહે સૌ ધર્મ, ધર્મ તો જાણે બાવું.

---

* નર્મ કવિતા, આવૃત્તિ ત્રીજી, પુસ્તક ૧ લું, પૃષ્ટ ૩૩૬-૩૩૭.

એ પ્રતિબંધે હાય, પ્રદેશે નાજ જવાયે;
પ્રદેશથી જે લાભ,ઘણા તે નાજ ચખાયે.
એ પ્રતિબંધે હાય, સગાઇ તો નવ થાયે;
પુરૂષ કુંવારા રેહ, મૂર્ખ શું કન્યા જાયે.
એ પ્રતિબંધે હાય, દાઝને સંપન જનમાં;
મમત થકી નહીં જસ, અરીશ્યા જુજવા મનમાં.
એ પ્રતિબંધે હાય, કરે નહિં સાહ્ય પરસ્પર;
અદેખાઇથી જંન, પાટુ મારેછે થઇ ખર,
એ પ્રતિબંધે હય, દેશી રાજોની પડતી;
મળે ફરી નવ રાજ્ય, થાય કોથી નહીં ચડતી.
કેટલાક જે ભેદ, થયા ગુણ કર્મ ઉપરથી;
ખરેખરા હિતકારી, કામ બહુ થાતાં દલથી.
ભેદ હાલ જે તેહ, જાતિ નીતિ રૂઢીના;
**દેશનું સત્યાનાશ, વાળી નાંખે શી બીના!**

× × ×

જરૂર પડે નવ જમે, શૂદ્રનું રાંધેલું તે;
બ્રાહ્મણ ભુખથી મરે, ન્યાતના દોર થકી તે.
એમાંનું **નહિ પ્રથમ** પરંતુ **હમણાં ચાલે;**
સૂતર અડકે ફરી, ન્હાવું તે ચોટે ભાળે.

વળી ‘ સિદ્ધાંતસાર ’ માં મી૦ **મણિલાલ** કહે છે કે ‘ ચાલતા કળીકાળની ઘોર અનીતિમાં, એ જાતિઓ હજુ કેટલી વધશે, ને કયાં સુધી આપણને અધોગતિએ ઉતારશે, તે કોણ કહી શકે એમ છે ?’[૧]

હવે એકજ નાતની પેટા નાતોના અરસપરસના કન્યા વ્યવહા-

૧ પૃષ્ટ ૫૭.

રના સંબંધમાં આ દેશના બીજા ભાગના વિદ્વાનોનો શો અભિપ્રાય છે તે કંઈક તપાસીએ. મદ્રાસના પ્રો૦ રંગનાથ મુદલીયાર કહે છે કે, 'મુદલીયાર કે નયડુ જેવી એકાદ નાતના તમામ માણસો વચ્ચે અરસ્પરસ કન્યા વ્યવહારનો સબધ બંધાય એવું કંઈ થઇ શકે એમ નથી? એક નયડુનો પુત્ર બીજા નયડુની પુત્રી વેરે પરણે એમાં કાંઇ શ્રુતિની કે સ્મૃતિની આજ્ઞાનો ભંગ થતો નથી. ધર્મના કોઇ વ્હેમને દૂર કરવાનું નથી, અને હું ધારૂંછું કે ધર્મગુરૂ પણ એટલા બધા વિરૂદ્ધ નહિ થાય. રૂઢી એજ શત્રુની સામે લઢવાનું છે. મારા મનમાં એમ આવે છે કે મુદલીયારની ઘણી પેટા નાતો પૈકી ત્રણ કે ચારને એકત્ર કરી પ્રથમ નાની શરૂઆત કરવામાં આવે તો એવા ઐકયના લાભ તરત જ અને પૂર્ણરીતે સમજવામાં આવે, અને હાલ જે નાતો જુદી જુદી છે, તે બધી નાતો સંયુક્ત થવાનો રસ્તો ખુલ્લો થાય. આવી બાબતમાં પ્રથમ પગલું મુખ્ય શહેરે ભરવું જોઇએ, એટલે પ્રગણાનાં ગામો વહેલાં કે મોડાં એ રસ્તે ચાલશે."[૧]

એ શિવાય આપણા દેશના તેમ જ પરદેશના ઘણા વિદ્વાનોએ 'નાતો' વિષે પોતાના અભિપ્રાયો બતાવેલા છે, પરંતુ તે બધા જો આપીએ તો વિસ્તાર ઘણો થઈ જાય છે; ને નાતોના મ્હોટા પ્રશ્ન વિષે એટલો વિસ્તાર કરવાનું આ યોગ્ય સ્થળ પણ નથી.

હવે અમારા વાંચનારાઓની ખાત્રી થઈ હશે કે આ બંધનો અનિષ્ટ છે, એ કંઇ આજ કાલના સુધારાવાળા જ કહેછે એમ નથી. ઘણા વિદ્વાનોને તે અનિષ્ટ લાગેલાં છે, ને ઘણા વિદ્વાનોએ એ બાબત પોતાના અભિપ્રાય બતાવેલા છે. એ પ્રમાણે પ્રાચીન્ વિદ્વાનો—શાસ્ત્રકારો—ના અભિપ્રાય જેમ હાલનાં બંધનોની વિરૂદ્ધ છે, તેમ અ-

---

૧ 'નાત' વિષેનો ઈંગ્રેજી નિબંધ, પૃષ્ટ ૪૮.

ર્વાચીન વિદ્વાનો, કવિઓ, અને હરિભક્તોના અભિપ્રાય પણ વિરૂદ્ધ છે.

નરસિંહ મહેતો, અખો ભક્ત, કે શામળ ભટ્ટ જેટલે દરજ્જે ગયા છે, તેટલે દરજ્જે જવું યોગ્ય છે કે નહિ તે પ્રશ્ન જુદો છે, પરંતુ કૃષ્ણારામ મહારાજે જે અનીતિ ગાઇછે તે અનીતિ દૂર કરવાની હાલ વાત છે. એ બાબતમાં આપણે જોયું કે જ્યાં કન્યા વ્યવહાર છે, ત્યાં ભાણા વ્યવહારનો પ્રતિબંધ છે, એ તદન અકારણ, નિર્મૂળ, અને પ્રાચીન તથા અર્વાચીન્ કાળના સુજ્ઞ અને માન પામેલા વિદ્વાનોના અભિપ્રાય વિરૂદ્ધ છે, તે પ્રતિબંધ યોગ્ય નથી, માન્ય રાખવા લાયક નથી, અને તે પ્રતિબંધ તોડી નાંખવાની અગત્ય છે.



# વિભાગ ૫ મો.



## પ્રકરણ ૨ જું.

### વિનતિ.

આ દેશમાં આર્ય પ્રજામાં વર્ણની ઉત્પત્તિ પ્રથમ પ્રજાભેદને લીધે થઈ, ત્યાર પછી ગુણકર્માનુસાર ચાર વર્ણ બંધાયા, તે વખતે ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહારના પ્રતિબંધ હાલના જેવા નહોતા. ત્યાર પછી ધિમે ધિમે અનેક કારણોથી વર્ણવ્યવસ્થા બદલાઈ ને જાતિભેદ બંધાયા. વખત જતાં તે ભેદો સ્થાપિત થયા ને હાલની વર્ણવ્યવસ્થા બંધાઈ; હાલ જ્ઞાતિભેદનો આધાર જન્મ ઉપર તથા કન્યા વ્યવહાર ઉપર છે, ને ધર્મ સાથે તેનો સંબંધ માનવામાં આવે છે; વળી એ જ્ઞાતિઓની પેટા નાતો થઇ, તે પેટા નાતોની પાછી પેટા નાતો ને તેનાય નાના નાના વાડા કન્યા વ્યવહારના સંબંધમાં થયા છે; ને હજી પણ તેવા વાડા ને વાડામાંથી વાડોલીયાં થતાં જ જાય છે; હાલની વર્ણવ્યવસ્થામાં ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહારના પ્રતિબંધ કેવા છે, તેમાં કેટલીક નાતોમાં ભાણા વ્યવહાર છતાં કન્યા વ્યવહાર નથી, ને તેમ ન હોવાથી કેવાં કેવાં માઠાં પરિણામ થયાં છે, તથા કેવા કેવા હાનિકારક રિવાજો દાખલ થયા છે, એ પ્રતિબંધ કાઢી નાંખવાની અગત્ય છે, ને તે કાઢી નાંખવા શાશા ઉપાય લેવા જોઇએ; આપણા દેશમાં હાલ જેવી વર્ણવ્યવસ્થા છે તેવી પૃથ્વીના પડપર કોઇપણ પ્રજામાં નથી, બીજી પ્રજાઓમાં જે ભેદો છે તે માત્ર સં-

સારિક સ્થિતિના છે, અર્વાચીન જ્ઞાતિનાં બંધનો અનિષ્ટ છે એમ ઘ- ણાક સુજ્ઞ જનોને આજ સેંકડો વર્ષથી લાગ્યું છે એ આદિ બાબતો વિશે અત્રે વિસ્તારથી વિવેચન કર્યું. એ ઉપરથી અમારા વાંચનારા- ઓની ખાત્રી થઈ હશે કે હાલ જે જે નાતોમાં ભાણા વ્યવહાર છે તે તે નાતોમાં કન્યા વ્યવહાર ન કરવાનો જે રિવાજ છે તે તદ્દન પાયા વગરનો છે. તેને પ્રાચીન્ શાસ્ત્રોનો, કે પ્રાચીન્ વર્ણવ્યવસ્થાનો ટેકો નથી, તેને અર્વાચીન્ વર્ણવ્યવસ્થા સ્થાપિત થવાનાં જે જે કારણો છે તેનો પણ ટેકો નથી, તેને યુક્તિ વિચારનો ટેકો નથી, ને ટુંકામાં તે તદ્દન અકારણ માલમ પડે છે. તે રિવાજ અકારણ છે, તેની સાથે હાનિકારક છે એમ પણ બતાવામાં આવ્યું છે. ત્યારે હવે એવા અ- કારણ, હાનિકારક અને અનિષ્ટ રિવાજને આપણે ક્યાં સુધી વળગી રહેવું ! એ રિવાજથી આપણી સંસારિક સ્થિતિની અનેક પ્રકારે હાનિ થઇ છે, ને કંઇપણ લાભ થયો નથી. આપણું સંસાર-સુખ વણસે, આપણી લગ્ન વ્યવસ્થા નુકશાનકારક થઇ પડે એવા કેટલા રિવાજો દાખલ થયા છે, તે પણ વિચાર કરતાં જણાઇ આવે છે. શિવાય રાજકીય સ્થિતિની પણ હાનિ થઇ છે. આપણું પ્રજાત્વ નાતોના અનેક ભેદોથી નાશ પામ્યું ને એક પ્રજાની અનેક પ્રજાઓ થઈ છે! આ- પણે તો કુવાના દેડકા થઇ ગયા છીએ. આપણાથી વતન છોડી ધં- ધાને અર્થે કે કોઇપણ કારણને અર્થે જઈ શકાતું નથી, ને જઇએ તો એટલી અડચણો પડેછે કે ફરી જવાનું મન થાય નહિ. એથી અન્ય દેશો વ્યાપાર રોજગારમાં, પૈસે ટકે, સંસાર-સુખમાં, ને રાજકીય સ્થિતિમાં આગળ દોડી ગયા ને આપણે તો ઘણા પાછળ પડી ગયા. હજી પણ વખત છે ને તેનો જેમ વહેલો લાભ લેઈશું તેમ વધારે ફાયદો છે.

જ્ઞાતિ બંધનના મ્હોટા પ્રશ્નનો, રોટી ત્યાં બેટી કેમ નહિ, એ એક પેટા ભાગ છે. મ્હોટા પ્રશ્નના લાભાલાભ વિશે વિસ્તારથી બોલવાની આ જગા નથી, તેથી એટલું જ કહીને સંતોષ પામીશું કે જ્ઞાતિ બંધનથી હિંદુસ્તાનની સર્વ પ્રકારે પડતી થવામાં કંઇ ઓછી મદદ મળી નથી. અલબત મિથ્યાભિમાનને લીધે કેટલાકને એ સિદ્ધાંત રૂચશે નહિ, પરંતુ આપણે જે પ્રજાની ઓળમાંથી નીકળી ગયા ને આપણું રાજકીય મોત થયું તે બધાનો દોષ જ્ઞાતિ બંધનોને માથે છે[1]! જો કેળવણીનો પ્રસાર ન થયો હોત, ને રેલવે તથા તાર આદિ ન હોત તો બંગાલી, મદ્રાસી, દક્ષિણી, ને ગુજરાતી એ બધા એક પ્રજા છે એમ એક બીજાને ઓળખાણ પણ શેનું થાત! બંગાલી બંગાલીને ઠેકાણે, મદ્રાસી મદ્રાસીને ઠેકાણે, દક્ષિણી દક્ષિણીને ઠેકાણે, ને ગુજરાતી ગુજરાતીને ઠેકાણે રહેત! પાછી ગુજરાતી પણ ક્યાં એક પ્રજા છે! તેની કેટલી પ્રજાઓ કહેવી! કદાપિ નાતો એટલી કહીએ તો શું ખોટું! ને કેળવણીનો પ્રસાર, રેલવે તથા તાર છતાં પણ પ્રજાનું ઐકય ક્યાં થયું! ઐકયનાં સાધનો પ્રાપ્ત થયાં, ને બહુ તો ઐકયની બુદ્ધિ પ્રાપ્ત થઈ, પણ ઐકય ક્યાં થયું! એ થવામાં શું આડે આવે છે? એ પ્રશ્નનો ઉત્તર દેવાનું અમારા વાંચનારાઓને જ સોંપીએ છીએ! હિંદુઓના તત્વજ્ઞાનની અને ધર્મ બુદ્ધિની વાત કરતાં એમ કહેવામાં આવે છે કે ખ્રિસ્તિ ધર્મની પ્રજાઓમાં બન્ધુભાવનો ઉપદેશ છે, ને આપણા આર્ય લોકોમાં તો આત્મભાવનો ઉપદેશ કરવામાં આવ્યો છે, એટલે અન્ય પ્રજાઓ કરતાં આપણું જ્ઞાન આ બાબતમાં અધિક છે. અલબત તર્કમાં તો

---

[1] 'નાત' વિષે ઇંગ્રેજી નિબંધ, પૃષ્ટ ૫૦.

એ વાત ખોટી નથી ને કોઈ પ્રજામાં બન્ધુભાવ **હોય** તે કરતાં આત્મભાવ **હોય** તો તે વધારે સારૂં. એ પ્રજા પહેલી પ્રજા કરતાં ઉચ્ચતર વિચારને પહોંચેલી ગણાય. પરંતુ શું એ ઐતિહાસિક પ્રયોગની વિચિત્રતા નથી કે જે પ્રજાઓમાં ભ્રાતૃભાવની નીતિનું અવલંબન કરવામાં આવે તે પ્રજાઓના તદ્દન જુદા જુદા કડકા ન પડે અને તેઓમાં ઐક્યનાં કારણો તથા પ્રજાત્વ કાયમ રહે ત્યારે જે પ્રજામાં એથી અધિક ઉંચ વૃત્તિ બતાવનાર 'આત્મવત્ સર્વ ભૂતેષુ'ની નીતિનું અવલંબન કરવામાં આવે તે પ્રજામાં તે પ્રજા તુટી તેના નિર નિરાળા કડકા કડકા થઇ જાય, અને ઐક્યનાં સામાન્ય કારણો ન રહેવાથી એકની અનેક પ્રજાઓ થઇ જાય? એમ જોતાં એ પ્રયોગ ઘણોજ વિચિત્ર લાગે છે. અત્રે જ્ઞાતિભેદના મ્હોટા પ્રશ્ન વિશે વિસ્તારથી બોલવાની જગા નથી, નહિ તો અમે તેના લાભાલાભ વિશે વિસ્તારથી વિવેચન કરત. અત્રે તો અમારે એટલું જ પ્રતિપાદન કરવું છે કે આપણી અસંખ્ય નાતોમાં એવી ઘણીએ નાતો છે કે જેઓ અરસપરસ ભાણા વ્યવહાર રાખે છે, જેઓ સંસારિક સ્થિતિમાં સરખી છે, જેઓમાં ધર્મના ભેદનો કે ધંધાના ભેદનો પ્રશ્ન ઉત્પન્ન થતો નથી, એવી નાતોને અરસપરસ કન્યા વ્યવહાર કેમ ન હોવો જોઇએ? એ સિદ્ધાંત પ્રતિપાદન કરવા અમારાથી જે યત્ન બન્યો તે અમે કર્યો છે, પરંતુ એ યત્નનું ફળ આવવું વાચક વર્ગના હાથમાં છે.

અમારો એ દૃઢ નિશ્ચય છે કે જ્યાં સુધી આપણે આપણાં જ્ઞાતિબંધનો નહિ સુધારીએ ત્યાં સુધી આપણું કલ્યાણ થવાનું નથી; ત્યાં સુધી આપણી સંસારિક સ્થિતિ સુધરવાની નથી, આપણી રાજકીય સ્થિતિ સુધરવાની નથી, ત્યાં સુધી આપણી ધાર્મિક સ્થિતિ પણ સુધરવાની નથી ને ટુંકામાં ત્યાં સુધી આપણા દેશનો દહાડો ફરવાનો

નથી! પૂર્વની વાત તો આપણે કરી ચુકયા છીએ! આપણે જોયું કે સૈંકડો વર્ષથી જ્ઞાતિનાં અનિષ્ટ બંધનોની સામે વખતે વખતે કોઇ હિમ્મતબાજ ને અક્કલવંત માણસો થતા આવ્યા છે, પરંતુ તે બિચારા એકલાઓનું કંઇ વળ્યું નથી, ને જ્ઞાતિઓ તો આજે એવી ને એવી કે વખતે એથી પણ ખરાબ સ્થિતિમાં આપણને વારસામાં ઉતરી છે! હમણાં છેલ્લાં બે કોડી વર્ષની વાત કરીએ, તો શો બોધ મળે છે! એનો એ જ. દરેક નાતમાંથી કોઇ કોઇ કેળવણીનો પ્રસાદ પામવા લાગ્યા. તેઓ ભિન્ન ભિન્ન સુધારા દાખલ કરવાના મતના થયા, તે દાખલ કરવાનો બોધ પણ કરવા લાગ્યા, પણ શું કરે, નિરૂપાય! એક સાપ હોય તો પણ હજારો કીડીઓને શું કરે! એથી પણ એમજ જણાય છે કે આપણી હાલની વર્ણવ્યવસ્થાની સ્થિતિમાં સુધારાની ઘણી જગા છે. જ્યાં 'રોટી ત્યાં બેટી' એ પદ્ધતિ દાખલ કરવી તે એવા સુધારાનું પહેલું પગથીઉં છે, ને એથી હાલના સમયમાં અગણિત લાભ થશે, ને અગણિત હાનિકારક રિવાજો સહસા દૂર કરી શકાશે.

ઈશ્વરે મનુષ્યને લાભાલાભની તુલના કરવાની બુદ્ધિ આપી છે. એ હિંદુ બુદ્ધિને કદાપિ કાટ લાગ્યો હશે, પણ હવે તે કાટ કાઢી તેને સાફ કરી વાપરવાનો વખત આવ્યો છે. આ વખતે અમદાવાદના ઇતિહાસની એક રમુજી પણ ઘણી બોધક વાત યાદ આવે છે. અમદાવાદનો એક સુબો ઘણો લંપટ, વ્યસની અને મોજીલો હતો. તે પોતાની હવેલીમાં એક દિવસ નાચ સુજરામાં ગુલતાન થએલો હતો, તે વખતે લાગ જોઇ કોઇ દૂશ્મન ચઢી આવ્યો. નોકરે આવી આ મોજીલા ને નાચમાં તલ્લીન થએલા સુબાને ખબર આપી કે લશ્કર લેઈ દૂશ્મન ચઢી આવે છે, ત્યારે તેણે જવાબ દીધો કે આટલો

નાચ જોઈ ઉઠીએ છીએ, નજદિક આવે એટલે ખબર આપજે. એમ કરતાં દૂશ્મન નજદિક આવ્યો, એટલે જાસુસ ખબર લાવ્યો કે સાહેબ દૂશ્મન હવે નજદિક આવ્યો છે, ત્યારે સુબા સાહેબે જવાબ આપ્યો કે આવવા દે ફિકર શી છે, આ નાચ જોઈ ઉઠીએ છીએ, દરવાજે આવે એટલે ખબર આપજે. દૂશ્મન દરવાજે પણ આવ્યો. તે બાતમી આપી ત્યારે પાછો એવો ને એવો જવાબ આપ્યો ને હૂકમ કર્યો કે શહેરમાં પેસે એટલે ખબર કરવી. સામાનું લશ્કર શહેરમાં પેઠું ને તેની બાતમી આવી, પણ ભાઇ સાહેબની આંખો ઉઘડી નહિ. છેવટ હવેલી પાસે આવે એટલે ખબર આપવાની વરધિ આપી. ત્યાંપણ લશ્કર તો આવ્યું. પણ સુબા સાહેબની આળસ તો ઉડી જ નહિ; દૂશ્મન એકદમ ચઢી આવ્યો, હવેલી ઘેરી લીધી, ને એ આપણા મોજીલા સુબા સાહેબ કેદ પકડાયા. આવી કંઇ બેદરકારી આપણામાં આવી છે એમ અનુમાન થાય છે. આપણું સર્વસ્વ ગયું ને જે બાકી હતું તે પણ જવા બેઠુંછે તેમ છતાં આપણી આંખો નથી ઉઘડતી એ ઓછી આશ્ચર્યની વાત છે! કન્યાવ્યવહારના નાના નાના વાડા શું કરવા જોઇએ? તેનું કંઇ પણ કારણ છે? એક નાતમાં એક વર ચાર બાયડીઓ પરણે, ત્યારે તેવી જ જાતની, તેવી જ સ્થિતિની ને તેની સાથેના ભાણા વ્યવહારવાળી બીજી નાતમાં ખાસા કમાતા ધમાતા ને કેળના ગર્ભ જેવા વરને પણ કન્યા ન મળે! આ કેટલી અનીતિ! આથી શું બન્ને જ્ઞાતિઓની હાની નથી થતી! પેલો વર ચાર પરણે એ ચાર બાયડીઓને એક ધણી એ પાંચના સંસાર–સુખની લીલાનું શું વર્ણન [કરીએ! એક પિયર રઝળતી હોય, તો બીજી સગાં વહાલાંના ટુંબા ખાઇ પેટ ભરતી હોય, તો ત્રીજી વૈતરૂ કરી દહાડા કાઢતી હોય, ને ચોથી વ-

ખતે અનીતિ કરી સંસાર ધુળ મેળવતી હોય ને .ચાર બાયડીએ વરરાજા તો વરરાજા ને વરરાજા અથવા બાળ બ્રહ્મચારી જ હોય ! કેટલી દુષ્ટતા, કેટલી અધમતા, કેટલી સંસાર–સુખની હાનિ ! પાંચ-નો ભવ વ્યર્થ ગયો ! કોઈ કહેશે કે આવો દાખલો લીધો એટલે આમ બોલો જ તો ! વારૂ અમારા શાણા વાંચનાર, તેં આવો દાખલો જોયો નથી એમ તું કહી શકે છે ? તારા મન સાથે ગોખી કાઢ, ને મનને ઠગવાનું રહેવા દે ! કદાપિ ન જોયો હોય તો અમદાવાદમાં ઔદિચ્યોમાં જઇ જોવો ! એ જ્ઞાતિનું નામ દેવાનું કારણ એ છે કે એમાં એવા દાખલા બહુ થાય છે. બીજી નાતોમાં નથી એમ તે ઉ-પરથી સમજવાનું નથી. હવે ઔદિચ્યનું ભાણે ખપે એવી બીજી બ્રા-હ્મણની કન્યાની અછતવાળી નાતના લોકોની શી ગતિ ! ગમે તો ઢગલે ઢગલા રૂપિયા ખર્ચે, ગમે તો બાયડી બાયડી કરતા કુંવારા મરે, ગમે તો અનીતિના ખાડામાં પડે, પણ હરકોઈ રીતે સંસાર તો બ-ગડે જ બગડે ! આવાં દૃષ્ટાંતોની કંઇ ખોટ નથી. આવા પ્રતિબંધથી જે જે અનિષ્ટ રિવાજો દાખલ થયા છે, તેના પરિણામોનું તો કંઈ કહેવાનું જ નથી. હવે તો આપણી હવેલી દૂશ્મનોથી તદન ઘેરાઈ ગઇ છે ને આપણે કેદ પણ પકડાયા છીએ ! હવે આપણે આંખ ઉઘાડી જોવાની જરૂર છે ! વખત પણ અનુકુળ છે. સંસારિક સ્થિતિ સુધારવાની જરૂર જણાય તો બાજી આપણા હાથમાંજ છે ! હવે કશી અડચણ નથી. સ્વતંત્ર રીતે સંસારિક બાબતોમાં આપણે આપણા મતો પ્રદર્શિત કરી શકીએ છીએ ને ચાલવાની ઇચ્છા હોય–આપણું બહેતર કરવાની આપણી મરજી હોય–તો તે પ્રમાણે વર્તી પણ શકીએ છીએ. જેટલો વખત ખોઈએ છીએ તેટલો આપણો જાય છે !

એક બ્રાહ્મણનો અને એક વાણીઆનો એવા બે સમાજો જલ-

દ્દી સ્થાપન થવાની જરૂર છે. જો આપણે આપણું સંસાર–સુખ ઇ-ચ્છતા હોઇએ, જો આપણે આપણાં બાળબચ્ચાંનું કલ્યાણ ઇચ્છતા હોઇએ, જો આપણે આપણો ઉદ્ધાર ઇચ્છતા હોઇએ તો આ બાબતના ઉપાયો યોજવામાં વિલંબ થવો જોઇતો નથી. એ બંને સમાજો મહાભારત પ્રયત્નો કરે તો થોડાં જ વર્ષોમાં આ શુભ હેતુ પાર પડવાનો સંભવ છે! દેશના શુભેચ્છકોએ આ બાબતમાં જે જે પ્રકારે મદદ થઇ શકે તે તે પ્રકારે કરવી જોઇએ. જેઓ નાણાંની મદદ આપી શકતા હોય તેમણે તે આપવી જોઇએ ને જેઓ અંગ મહેનતથી કે બીજી કોઇ રીતે મદદ કરી શકતા હોય તેમણે તેવી મદદ કરવી જોઇએ!

છેલ્લે એમ પણ કહીશું કે અલબત વાતોથી કશું થવાનું નથી. વાતો કરવાનો વખત હવે વહી ગયો છે એમ કહેવું પણ અનુચિત નથી. હવે વખત એવો આવ્યો છે કે જેઓ માત્ર વાતો જ કરનારા છે ને બોલવા પ્રમાણે બિલકુલ વર્તનારા નથી તેઓ એકાદ શુભ-કાર્યને હાનિ કરનારા થઇ પડે છે. માટે પ્રથમ મનની ખાત્રી કરો, વિ-ષયનું મનન કરો, ને પછી ખાત્રી થાય તથા હિમ્મત આવે, તો સમાજોમાં દાખલ થઇ જાઓ ને વખત આવ્યે દેશના કલ્યાણ અર્થે કંઇ બળિદાન આપવા તૈયાર થઇ જાઓ! આ બાબતમાં તો બહુ બળિદાન પણ કયાં આપવાનું છે? ઘણીખરી વખતે તો સુખ શો-ધવાનું છે! ઘણાય મિત્રોને બુમો પાડતા સાંભળ્યા છે કે શું કરીએ ભાઇ! આ ભણાવેલી ગણાવેલી ને ડાહી દેવ પુતળા જેવી છોડી છે, પણ તેને લાયક નાતમાં વર મળતો નથી! તેથી ગમે ત્યાં ઘરસો-ડવી પડશે! પછી બિચારા ઘરસોડે છે! કયાં ઘરસોડે છે? વ્હાલી પુત્રીને–જીવના જીવન ગારાને—પોતાના લોહીના અંશને—આ જ-

ગતમાં સૌથી જે અધિક વ્હાલું છે તેને—એક ઝંડીયા કુવામાં. ...
સદાને માટે દુ:ખી થાય છે! તેને જોઇને શેર શેર લોહી બળી
જાય છે! દુ:ખનો કંઇ કાંઠો રહેતો નથી! આવાં દૃષ્ટાંતો મિત્રોને
અને ઓળખીતાઓને મોઢેથી સાંભળી આંખો પોતાની ફરજ સહસા
બજાવે છે! વળી કેટલાકને એવી પણ બુમો પાડતાં સાંભળ્યા છે કે
આ ભાઇ તો ભણી ગણી પંડિત બન્યા ને પોપટ જેવા થયા, પણ
બાઇ તો પથ્થરના ભમરડા જેવાં છે, ભાઇનાં બધાંય પોથાં થોથાં
કુવામાં નાંખે એવાં છે! વળી કોઇ વર નહિ મળવાથી પુત્રીને મ
નાનો વર લેવો પડયો, એવી ફરિયાદો પણ કરે છે! આ બધાથી
કોનું હૃદય પિગળતું નહિ હોય! જેને હૃદય હશે તેનું તો પિગળતું
હશે જ હશે! આ બધાં કજોડાંઓનો, આ બધાં દુ:ખોનો એક ઉપાય
કન્યા વ્યવહારનાં ક્ષેત્રો મોટાં થવાથી થવાનો સંભવ છે. માટે અમે
કહીએ છીએ કે આ બાબતમાં તો બહુ બળિદાન પણ આપવાનું નથી.
છેવટ અમારી એટલી વિનતી છે કે વાંચનાર, તું આટલે સુધી આવું
એટલે ચોપડી તો પુરી થઈ, પરંતુ આ વિષય પુરો થયો, કે તારૂં
કર્તવ્ય પુરૂં થયું એમ સમજીશ નહિ! તારે તો હજી બહુ કરવાનું
બાકી છે. કદિ, પ્રિય વાંચનાર, તું મનમાં એમ ન લાવીશ કે તારા
એકલાથી શું થઇ શકવાનું છે? આ ગ્રંથકર્તાએ તો મ્હોટી મ્હોટી
વાતો કરી, પણ તે કંઇ એકલાનું કામ નથી એ વિચારને તારા
મનમાં પેસવા જ દેઇશ નહિ! તું એકલો બધું કરવા સમર્થ છે!
એક એક મળીને આખી પ્રજા થાય છે. કાંકરે કાંકરે પાળ બંધા-
ય છે! જો દરેક માણસ 'મારા એકલાથી શું થઇ શકવાનું છે', એવો
વિચાર કરી બેશી રહે તો પછી કોણ આગળ આવવાનો! ને શું કાર્ય
થવાનું? વળી કોઇએ એમ પણ માનવું ન જોઇએ કે " હું કંઇ

ગેવાન નથી, એ તો આગેવાન લોકોનું કામ છે"! બધા આગેવાન થઇ શકે છે. આગેવાન થવાની કંઇ પરીક્ષા નથી. જે કામ કરે તે ખરો! માટે દરેક માણસે આ પુસ્તક પુરૂં થયા પછી આ બાબતમાં પોતાના કર્તવ્યની શિરૂઆત કરવી જોઇએ! એ કર્તવ્ય શું છે તે હવે વિચારવું કંઇ મુશ્કેલ નથી. પ્રિય વાંચનાર! તારા કર્તવ્ય કરવાના પ્રયત્નમાં તને જશ મળે એવી ઇચ્છા દર્શાવી અમે અત્રે અટકીશું.

તથાસ્તુ.

